પ્રકાશક
સી. જમનાદાસની કંપની બુકસેલર્સ અને પબ્લીશર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

સંવત ૨૦૦૦



પ્રભુજી! પેખજે આ છે અમારૂં યુદ્ધ છેલ્લું,
બતાવો હોય જો કારણ અમારૂં લેશ મેલું.

* * *

નથી જાણ્યું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે આટલી કે માતની હાકલ પડી છે.

આવૃતિ ૧ લી

મુદ્રક : હરગોવિન્દ એ. પરમાર : પ્રવિણસાગર પ્રિન્ટીંગ પ્રેસ : ગુલાલવાડી.
મુંબઈ ૪



## "નાટકનો પાઠ"

આ એક નાટક છે; ને તે હું બરાબર ભજવીશ. હું શું કરીશ તેની તમે ચિંતા ન કરતા, પણ હું તમને ખાત્રી આપું છું કે વાઈસરૉયની મશાલનો ધુમાડો મને અસર નહીં કરે. જે ઘડીએ મને એમ લાગશે કે વડીધારાસભાના પ્રમુખની ખુરશી મારા દેશના હીતની આડે આવે છે તે ઘડીએ તે ખુરશીને લાત મારતાં મને વાર નહીં લાગે.

[ ૧૯૨૫માં શ્રી. વિઠ્ઠલભાઈએ કોંગ્રેસ હાઉસમાં કાઢેલા ઉદ્‌ગારો ]



# ચી ન ગા રી ઓ



હું સરકારને ચેલેંજ આપું છું કે તમારે યોગ્ય લડત કરવી હોય તો કરો અને સર્વ કાયદાભંજકોને પકડો પણ જે નીતિ, સરકારે અખત્યાર કરેલી છે તે સુધરેલી સરકારને શોભે તેવી નથી. શરીરના ગમે તે ભાગ ઉપર લાઠીથી સ્વયંસેવકોને મારવા એ શું નીતિ કહેવાય ? આપણે એથી શું સમજવું ? હું તો એમ સમજું છું કે આપણા સ્વરાજ્ય અને અંગ્રેજના રાજ્યની વચ્ચે નવું ત્રીજું રાજ્ય શરૂ થયું છે, અને તેને હું ગુંડાનું રાજ્ય કહીશ કારણ કે એ રાજ્ય શરૂ થઈ ચુકયુ છે એમ હું કહીશ. એટલું જાણે ઓછું હોય એમ વળી વર્તમાનપત્રોને માટે પ્રેસ એક્ટ લાગુ પાડી તેમને પણ બંધ કરવાની નીતિ અખત્યાર કરવામાં આવી છે. હું સ્પષ્ટ કહીશ કે સરકારે દમનનીતિ શરૂ કરી છે. મહાત્માજીને બોલાવી એમની સાથે વાત કરી સરકાર તેનો ફડચો નહિં લાવે તો આ ચળવળ ચાલુ રહેશે અને લાખો માણસો જેલમાં જશે. **આ** દેશમાંથી આજકાલ અંગ્રેજ સરકારનું રાજ્ય ઉઠી ગયું લાગે છે. આજનું રાજ્ય લાઠીરાજ્ય છે. આ રાજ્ય સામે આપણે અડગ રહીશું તો મને ખાત્રી છે કે લાઠીરાજ્ય પછી પંડિતજીનું રાજ્ય આવશે. આજની આપણી લડત અપૂર્વ છે તે અહિંસક છે, પણ દુનીયામાં આજ પૂર્વે જે યુધ્ધો થયા છે તેમાં તો હિંસાનુંજ પ્રાધાન્ય દેખાયું છે. એ તંત્ર ફેરવીને મહાત્માજીએ અહિંસક યુધ્ધનો પ્રયોગ આદર્યો છે. **મા**રી વાત ~~વાત~~ માનો તો હું કહું છું કે એક વર્ષ સુધી કાંઈપણ નવું કાપડ ખરીદો નહીં. હું જાણું છું મેં અભ્યાસ કર્યો છે. હું તમને ખાસ કહેવા ઇચ્છું છું કે સરકાર આજે કાપડ ન ખરીદવાના પ્રચારકાર્યથી જેટલી ડરે છે એટલી બીજા કશાયથી ડરતી નથી. આમ છે એટલેજ હું તમને કહું છું કે જો તમે એક વર્ષ સુધી કોઈપણ પ્રકારનું

કાપડ ન ખરીદવાની પ્રતિજ્ઞા લેશો તો હજાર ઓર્ડીનન્સો પણ તમારી સામે ભાંગીને ભુકકો બનશે. શાળાઓના અને કોલેજોના વિદ્યાર્થીઓ આ લડત ચાલતા સુધી પોતાના ભણતરનો ત્યાગ કરે. સ્વરાજ્યનાં ખરાં ફળો તો વિદ્યાર્થીઓ કાલે મોટા થઇને ભોગવશે, માટે કહું છુ કે વિદ્યાર્થીઓ હવે યાહોમ કરીને ગુલામખાનાઓમાંથી નીકળી જાય.

આપણી આ લડતથી આપણે માત્ર કલ્યાણ કરવું નથી, આપણે તો શસ્ત્રોનો અને નાશકારક યંત્રોનો જમાનો પૂરો કરીને નવી દુનીયા ઉભી કરવી છે. હું માનું છું કે જે રીતે આપણે આજ સુધી અહીંસા જાળવી છે એવી રીતે જો વધુ વખત આગળ વધીએ તો જીત આપણી છે. આ યુદ્ધમાં સત્ય આપણી બાજુએ છે. હિંદનું રાજ્ય અંગ્રેજોએ લઇ લીધું છે. તેઓ આપણા ઉપર રાજ્ય કરવું હવે માંડી વાળે એમ આપણે છડે ચોક કહીએ છીએ. આખી દુનીયા જાણે છે કે હિંદપર આજની સરકાર હિંદની મરજી વિરૂદ્ધ લાઠીથી રાજ્ય કરે છે. આટલું છતાં પણ આપણો જો આ લડતમાં પરાજય થાય તો પછી ઇશ્વર છે કે કેમ એની શંકા ઉઠશે. પ વર્ષ ઉપર જ્યારે હું પ્રમુખની ખુરશી ઉપર ચોંટયો ત્યારથી મારાથી બોલાતું નહતું. મારૂં ગળું કંઇ બંધ થઇ ગયું નહોતું, પણ મને મશાલની જરા ધુણી લાગી હતી પણ તેણે મારી ઉપર ખાસ કંઇ અસર કરી નહોતી જેથી જેવો હતો તેવોજ તદ્દન જો કે નથી રહી શકયો કારણ કે જરાક વિનીત થઇ ગયો હતો. પણ દશ દીવસમાં મેં બધું જોઇ લીધું છે અને પ્રજાએ મહાત્માજીની ચળવળને કોઇએ સ્વપ્ને પણ ખ્યાલ ન રાખ્યો હોય એવો ટેકો આપ્યો છે તે હું સ્પષ્ટ પણે જોઇ શકયો છું. જ્યારે પ્રજાના, ત્યાં પ્રતિનિધીઓ ન મળે પછી પ્રમુખની ખુરશી છોડી તમારી સેવામાં હાજર થયો છું. મહાત્માજીની લડત, હિંદુસ્તાને જે જોશભેર ઉપાડી લીધી છે તેવું અગાઉ મારા જોવામાં આવ્યું નહોતું અને મને ખાત્રી છે કે આ ચળવળ ફતેહમંદ નીવડશે આ વખતે જે ભાઇઓ આ ચળવળમાં હજી જોડાયા ન હોય તેમને તેમાં સામેલ થવા અપીલ કરૂં છું નહીં તો એ ભાઇઓ પસ્તાશે.

[ શ્રી. વિઠ્ઠલભાઈના ભાષણમાંથી ]

# વીર
# વિઠ્ઠલભાઈની ગર્જનાઓ

## ગર્જના : પહેલી

**બ્હેનો અને ભાઇઓ,**

**આ**જે આટલી મોટી ગંજાવર સભા જોઇ મારી ખાત્રી થઇ છે કે સરકારના અયોગ્ય અને ગેર-વ્યાજબી પગલાં આ ચળવળને દાબી દેવામાં નીષ્ફળ ગયાં છે. આપણે સરકારનો ઉપકાર માનવો જોઇએ કે તે તેવાં પગલાં લે છે કારણ કે જેમ જેમ દમનનીતિ ચાલ્યા કરે છે તેમ તેમ લોકોમાં વધારે ને વધારે જુસ્સો આવતો જાય છે.

બ્હેનો અને ભાઇઓ આજે વર્કિંગ કમીટીના ઠરાવો વિષે કાંઇ બોલું તે પહેલાં એક વાત મારે તમને કહેવાની છે. તે વાત એ છે કે હવે તમારા અને મારા નેતાઓ જેલમાં ચાલ્યા ગયા છે, તમને અને મને દોરનાર હવે કોઇ રહ્યું નથી; એટલે આપણે વધારે સાવચેતી રાખવી જરૂરની છે. આપણને સલાહ આપનારા બધા નીરાંતે વિશ્રાંતિ ગૃહમાં બેસી ગયા છે.

## જેલમાં જાય એ સુખી

હાલનો વખત એવો છે કે જે જેલમાં જઇને બેસે તે વધારે સુખી એ વાત હું મારા અનુભવ ઉપરથી કહું છું. સવારથી તે રાતના ૧૨ વાગ્યા સુધી મને બીલકુલ ફુરસદ નથી; પરંતુ ભાઈ નરીમાનને આજથી કાંઇ પણ કામ નથી. એટલે વધારે સુખી ભાઇ નરીમાન કે હું તેનો વિચાર કરવાનું તમને સોંપું છું. મેં તમને કહ્યું કે નેતાઓ જેલમાં ગયા છે, તેથી આપણા પર હવે વધારે જવાબદારી આવી છે. તે જવાબદારી દરેક બ્હેન અને ભાઇ સમજીને બજાવે એમ હિંદુસ્તાન આશા રાખે છે મોટામાં મોટી વાત એજ છે કે ગમે તે સંજોગોમાં ગમે તેટલા જુલમની વચ્ચે ગમે તેટલી આફત આવે તો પણ અહિંસાનો પાઠ ભજવી બતાવવાની દરેકની ફરજ છે.

## સત્યાગ્રહીઓને શાબાશી

હું આ વખતે આજે સત્યાગ્રહીઓને મારી પાઘડી ઉતારૂં છું. તેમણે ખરેખર સત્યાગ્રહ શું છે, તે સમજીને અત્યાર સુધી કામ લીધું છે. અહિંસાનો પાઠ બરાબર તેમણે ભજવી બતાવ્યો છે. અને હવે પછી જેમ જેમ અહિંસાવાદી સત્યાગ્રહીઓ જેલમાં જતા જાય છે તેમ તેમ બહાર રહેલ ભાઇ બ્હેનોની જવાબદારી વધારે ને વધારે સખ્ત થાય છે તેથી કરીને હું તમને વિનંતિ કરૂં છું કે આ લડતમાં જેટલે દરજ્જે અહિંસા સાચવશું તેટલે દરજ્જે આપણી ફતેહ છે એમ સમજી કામ લેશો. જો જરા પણ તે રસ્તો ચુકયા તો મુસ્કેલી વધશે.

## લાખ માણસોનો હલ્લો શકય છે?

મને આજે સવારે એક બે ભાઇઓ પ્રોવીન્શીયલ કોંગ્રેસ કમીટી તરફથી પુછવા આવ્યા હતા. તેમાંના કેટલાક ભાઇઓ એક લાખ માણસોની "રેડ" વડાલા લઇ જવાનો વિચાર રાખે છે. એક લાખ બરાબર અહિંસાનો પાઠ ભણેલા, ખરા ડીસીપ્લીન જાળવે એવા, સત્યાગ્રહના નીયમ સેવન કર્યા હોય એવા મળી આવે તોજ એ કામ બની શકે. મેં તેમને કહ્યું, "આપણા નેતા જેલમાં ગયા છે. સમજીને ડગલું ભરજો ઉતાવળથી ભરવાનું નથી. જ્યાં સુધી સંતોષ ન થાય કે એવો મોટો જનસમુહ અહિંસાનો ધર્મ સાચવી શકે એમ છે ત્યાં સુધી આવું પગલું લેવાય એ આ હાલચાલને નુકશાનકારક છે" માટે હું એમને જણાવું છું કે હાલ એ પગલું ભરવાનો વખત નથી હું જાણું છું કે મુંબઇ શહેરમાં એટલો બધો ઉત્સાહ છે કે મુંબઇની વસ્તીમાંથી એક નહી પણ પાંચ લાખ બહેનો તથા ભાઇઓ જે રસ્તે દોરવામાં આવે તે રસ્તે જવા તૈયાર છે. પણ તેમ જાણવા છતાં સલાહ આપી છે કે એવા મોટા જનસમુહની "રેડ" હાલના સંજોગોમાં નેતાઓની ગેરહાજરીમાં પાડવી યોગ્ય નથી. હું તો માત્ર સલાહ આપવાનું કામ કરૂં છું. મારો તેમના ઠરાવોમાં હાથ નાખવાનો અધીકાર નથી. સલાહ લેવા આવ્યા તે પ્રમાણે સલાહ આપી તેમને તે ખરી લાગે કે ખોટી પણ હાલના કટોકટના સંજોગોમાં મારી ફરજ છે કે સાચે સાચું લાગે તે તમારી પાસે મૂકવું.

ફરી એકવાર કહું છું કે જેટલે દરજ્જે અહિંસાનો પાઠ શીખશું તેટલે દરજ્જે ફતેહ છે. જેટલે દરજ્જે ચુકશું તેટલે દરજ્જે પાછા પડશું.

## લાઠીનો ઉપયોગ

આ સલાહ આપવા સાથે કહું છું કે સરકારે જે નીતિ આદરી છે તે ધીક્કારવા લાયક છે. સવિનય ભંગ માટે સત્યાગ્રહીઓને જેલમાં લઇ જવાને બદલે તેમનાપર લાઠીનો ઉપયોગ થવા માંડયો છે.

હું ગઈ કાલે ધરસાણા જોવા માટે ગયો. નડીઆદથી પરમ દહાડે રાત્રે ૧૨ વાગે રેલ પકડી. ડુંગરીની ટીકીટ મને આપી ને મેં લીધી. ૧૨ વાગે હું ચાલ્યો. સ્હવારે બીલીમોરા સ્ટેશને ગાડી આવી ઉભી રહી ત્યારે રેલ્વેના એક ઑફીસર કહેવા લાગ્યા "પટેલ સાહેબ ડુંગરી સ્ટેશને ગાડી ઉભી નહી રાખવી એવો અમને હુકમ થયો છે."

મેં જવાબ આપ્યો તમે તો જે પૈસા આપે તેને જ્યાં જવું હોય ત્યાં લઇ જવા બંધાયલા છો. ટાઇમટેબલ પ્રમાણે ફર્સ્ટ ક્લાસની ટીકીટ આપી છે એટલે કંપની મને કાયદેસર રીતે ડુંગરી પર ઉતારી દેવા બંધાયલી છે.

તેણે કહ્યું, "પટેલ સાહેબ, એ વાત ખરી પણ અમે તો હુકમ પ્રમાણે કરવા બંધાયલા છીએ!"

હું આ જગ્યાએથી બધા સરકારી નોકરોને કહેવા માગું છું કે, તમે તમારા ઉપરીનો ગમેતેવો હુકમ માનવાને બંધાયલા નથી; હા કાયદેસર ફરજ બજાવા પેટને ખાતર નોકરી કરતા હોય તો ભલે કરો પણ કાયદા ઉપરાંતની વાત ઉપરી કરવા કહે તો તે કરવાનું ના કહો. લાઠીઓનો માર મારી રહ્યા છે તે ભાઇઓ હિંદના પુત્રો હોય, હિંદને માટે તેમને લાગણી હોય તો તેમને હું કહું છું કે આમ કરવા કરતાં દેશસેવા માટે રાજીનામા આપવા એ વધારે

સારૂં છે. કોઇપણ કાયદામાં એવું કહ્યું નથી કે મીઠાના કાય-દાનો ભંગ કરે તેને લાઠીનો માર મારવો. કાયદામાં તો માત્ર તેને પકડી તેની રીતસર "ટ્રાયલ" થાય અને સજા થાય.

**ધરાસણાની કહાણી**

ત્યાંને ત્યાં ગમે તે શરીરના ભાગપર માર મારવો એવું કોઇપણ કાયદામાં લખેલું નથી. આપણા ભાઇઓ—ઘણે ભાગે તો અંગ્રેજો—આવું કરે છે, તેમને હવે સમજવું રહ્યું.

બ્હેનો અને ભાઇઓ, હું જે વાત કહેતો હતો તેમાંથી ફણગું ફુટયું. હું તો ડુંગરીની વાત કરતો હતો. ડુંગરી સ્ટેશન આવ્યું ત્યારે મેં "ચેન ખેંચી" પણ તેનો આ સરકારે બંદોબસ્ત કરી દીધેલો. ચેન પણ આઉટ ઓફ ઓર્ડર કરી દીધેલી. તેનો અવની ગાર્ડને પહોંચેજ નહી. આખરે ગાડી મને લઇ બલસાર આવી. બલસાર ઉતરી એક કોઇ મીત્ર તેણે મને મોટર આપી. હું ધરાસણે જવા નીકળ્યો. ત્યાં ગયો. રસ્તામાં ગાડીવાળાએ કહ્યું "મીસીસ નાઇડુને સરકારે પકડયાં છે" મેં વિચાર કર્યો મીસીસ નાઇડુ મારા કરતાં વધારે નસીબદાર. કારણ તાપમાં ફરવું, લોકોને સમજાવવા તેના કરતાં જેલમાં જઇ તેઓ નીરાંતે રહેશે.

ત્યાંથી આગળ આવ્યો તો આંબાના ઝાડ નીચે નરહરી પરીખ લાઠીના માર ખાઇ પડેલા, કેટલીક બ્હેનો તેમની સારવાર કરતી બેઠી હતી. નરહરી પરીખ એ તો ધરસાણાની 'મુવમેન્ટનું બ્રેન' છે. ખરી રીતે તેઓ એ મુવમેંટ ચલાવે છે. એમના આખા શરીરપર માથાથી પગ સુધી લાઠીનો માર પડેલો. મેં વાત કરી. તેમણે કહ્યું, બીજા ઘણા સત્યાગ્રહીઓને લાકડીઓના માર પડયા છે. મેં પુછયું.

પોલીસના માણસને વાગ્યું તો નથીને ? એમણે કહ્યું "એમના જાણવા પ્રમાણે કોઇ સત્યાગ્રહી પાસે હથીઆર ન્હોતાં કોઇએ હિંસા કરેલી નથી છતાં પણ જતા અટકાવવાને માટે જાણી જોઇને પોલીસે જુલમ કર્યો છે." મને તેમણે કહ્યું અહીં પાસેજ સત્યાગ્રહની હોસ્પીટલ છે ત્યાં જઇ જોવું કે કેવા માર પડેલા છે.

## છાતી ફાટે એવો દેખાવ

હું ત્યાં ગયો તો લગભગ ૩૦૦ સત્યાગ્રહીઓ ચારે તરફ પડેલા અને ૧૫ ડોકટરો સુરત વીગેરે ગામેથી આવી પાટા બાંધવા વીગેરેનું કામ કરતા હતા. કેટલાક સત્યાગ્રહીઓ બેભાન, કેટલાકને અડધું ભાન, કેટલાકને ઘણું વાગેલું, કેટલાકને થોડું વાગેલું એવો "હાર્ટ રેન્ટિગ" છાતી ફાડે એવો દેખાવ મેં મારી જીંદગીમાં કદી જોયો નથી એ દેખાવ જોઇ મારી સાથેના અમેરીકન મીત્રની આંખોમાં આંસુ આવેલા. તેઓ અડધા રડવા લાગેલા. એ ભાઇ અહીં સભામાં છે કે નહી એની મને ખબર નથી.

ત્યાર પછી મેં મીસીસ નાઇડુને મળવાનો વીચાર કર્યો. કાલે હું જેલમાં જઉં તો મને અને તેમને એકજ ઠેકાણે રાખે તેની ખાત્રી નહી. કેટલા મહીના સુધી ફરી મળવાનો જોગ ન મળે તેથી એ બાઇને મળવાનો વિચાર કર્યો. આગળ વધું છું ત્યાં તો કલેકટરના મુકામ પાસે એક મોટો દંડો લઇને ઉભેલો સીપાઇ બુમ પાડી ઉઠ્યો "ગાડી ખડી રખો." એણે કહ્યું, "હુકમ છે કે આ રસ્તે કોઇને લઇ જવા દેવી નહી." પણ એમની મેજીસ્ટ્રેટની ગાડી જઇ શકે. હિંદુસ્તાન દેશ, આપણો રસ્તો, આપણા ડીસ્ટ્રીક્ટ

મેજીસ્ટ્રેટની ગાડી એ રસ્તે જાય પણ વી. જે. પટેલની ગાડી એ રસ્તે ન જાય એ આપણી દશા; એ આપણું નસીબ! એમાંથી છુટવા આપણે આ લડત કરવાની છે.

### પરવાનગી ન મળી

તે પછી હું, એક ગોરો સીપાઇ ઉભો હતો તેની પાસે ગયો અને કહ્યું મારે આજે પકડાયલા મીસીસ નાઇડુને મળવું છે. મારી ગાડી જવા દો. એ ભાઇએ કહ્યું "મીસીસ નાયડુ પકડાયા છે એ વાત તો તમારે મોઢેથીજ સાંભળું છું." મેં કહ્યું એ વાત ચોક્કસ છે પણ તમે મને મળવાની ગોઠવણ કરી દ્યો. તેણે ડી. મેજીસ્ટ્રેટને ચીઠી લખી, મી૦ પટેલ બેઠેલા છે, મીસીસ નાઇડુને મળવાની રજા માગે છે. એક કલાક સુધી તપ્યો પણ કલેક્ટર સાહેબને ફુરસદ મળી નહી. મેં વીચાર કર્યો, પાંચ વર્ષ સુધી મેં તેમને બહુ તપાવ્યા છે, તેનો આ બદલો મળે એ સ્વાભાવિક નીયમ છે એમાં કાંઇ નહી. નતહીંર કોણ ડી. મેજીસ્ટ્રેટ? કોણ માલેક? શી વાત? કોણ હું? કોણ એ? મને એક કલાક બેસાડી મુકે એ મારાથી કેમ સહન થાય? પણ મહાત્માજીની આજ્ઞા. બધુંજ ગળી જવું પડયું.

થોડી વધુ વાર બેઠા પછી મેં તો ઇન્સ્પેક્ટરને કહ્યું હવે તો હું આ રસ્તે થઇને જાઉં છું. પકડવો હોય તો ભલે પકડો હવે વધારે બેસનાર નથી. પરવાનગી નહી આવે તો હું તેમની પાસે જઇશ.

પેલાએ કહ્યું. "પટેલ સાહેબ, એટલું બધું ન કરો" બિચારો સારો માણસ જણાયો, સમજ્યો કે આતો તોફાન થશે. તેણે ફરી ચીઠી લખી અને માણસને દોડાવ્યો. પંદર

મીનીટમાં ડી. મેજી. અને પો. સુપ્રી. આવ્યા. મેં પુછ્યું તમે ડી. મેજી. છો? હું દોઢ કલાકથી તપું છું. તેમણે કહ્યું. "એ વાત સાચી હું ઘણા કામમાં હતો એનો તમને ખ્યાલ છે?" મેં કહ્યું હા. ખ્યાલ છે પણ પરવાનગી આપશો? જવાબ મળ્યો ના.

## વીલે મોઢે પાછો ફર્યો

મેં કહ્યું તમને કોઇ પણ જાતની બ્હીક લાગતી હોય તો પોલીસ સાથે આપો. ઈન્સપેકટર આપો, ૧૦૦ પોલીસ રાખો. તેણે ના પાડી. મેં કયા કાયદાથી ના પાડો છો એમ પુછ્યું. એ કહે છે. "મીસીસ નાઇડુ એરેસ્ટ થયેલા છે," મેં કહ્યું પકડી લીધેલા છે પણ જીવતા તો છેના? સજા થઇ નથી ત્યાં સુધી કોઇને મળતા અટકાવાય નહી.

પછી મને જરાવાર થોભવાનું કહી તે બંને કોટડીમાં ગયા. મને મોકલતા તો એજ ગયા. પાંચ મીનીટમાં પાછા ફર્યા અને દીલગીરી બતાવી. મેં કહ્યું તમે લેખીત મનાઇ કરો. તેણે કહ્યું તમે લેખીત અરજી કરી છે? મેં દાદુભાઇ પાસે પેન લઇ મોટરમાં અરજી લખવા માંડી પણ લેખીત જવાબ આપવાની તેમણે ના પાડી.

ત્યાર પછી કહ્યું "સત્યાગ્રહીઓને કેવી રીતે માર મારો છો તે તો બતાવશો કે?" ત્યારે કહે કોણ મારે છે? મેં કહ્યું હું ખાટલામાં પડેલા જોઇને આવ્યો છું, અને તમે કહો છો કોણ મારે છે? ત્યારે કહે છે હવે બંધ છે એટલે જોવાનું કાંઇ નથી. હું વીલે મોઢે પાછો ફર્યો.

### મજુર સરકાર અને લોર્ડ અરવીન

એમનુ રાજ્ય છે. એવા બનાવો ફરી ન બને તે માટે સ્વરાજ્ય લેવાનું છે. આ વાત કહેવાની જરૂર હતી એટલે મેં તમને કહી દમનનીતિ એવી ધાતકી, એવી કઠોર, અને એવી નિંદવા લાયક છે કે તેને માટે મારી પાસે શબ્દો નથી. અહિંસાવાદીઓપર હુમલા કરવા, તેમને સખ્ત માર મારવા એટલાથી તેમને સંતોષ નથી, હવે તો મીલીટરી મૂકી છે. આજથી ધરસાણા અને ડુંગરી વચ્ચે મીલીટરીનું રાજ્ય છે. લેબર ગવર્નમેંટ વીલાયતમાં રાજ કરે છે. અને હિંદના હાલના સંજોગોમાં લેબર ગવર્નમેંટે ( has abdicated in Favour of Lord Irvin ) લોર્ડ અરવીનને કુલ અધીકાર આપ્યો છે. એ મજુર સરકાર લોર્ડ અરવીનને કહે છે તમે ગમે તે કરો. તમારો ખભો થાબડશું અભિનંદન આપીશું.

### લોર્ડ અરવીન, એ શું કરે છે?

હું, તમે જાણો છો કે લોર્ડ અરવીનને માટે એને ઉતારી પાડવા એક શબ્દ કહેતો નથી. લોર્ડ અરવીન માટે જે શબ્દો વાપરૂં છું તે તો હું તોળી તોળીને વાપરૂં છું. પણ આજે કહેવા તૈયાર છું કે "Lord Irvin has abdicated in favour of police and military" આવો ભલો માણુસ જેને માટે મને ખુબ માન હતું તે ખરી બુદ્ધિ પ્રમાણે ચાલતો નથી. પોતાની બધી સત્તા પોલીસ અને મીલીટરીને તેણે સોંપી દીધી છે. અને પોલીસ અને મીલીટરી શું કરી રહી છે તે તો તમે જાણો છો. "હવે કોંગ્રેસની વર્કિંગ કમિટીના ઠરાવોપર

આવું; પરંતુ એક મુદ્દાની વાત ભુલી ન જવાય માટે પહેલી કહી દઉં. તે એ કે હું પરદેશી કાપડના બહિષ્કારપર વધારેમાં વધારે ભાર મુકું છું. મારી માન્યતા એવી છે કે હિંદુસ્તાન જો પરદેશી કાપડનો બહિષ્કાર કરે અને સાથે બ્રિટીશ માલનો બહિષ્કાર કરે તો તે જે રસ્તે જવા માંગે છે તે રસ્તો મોકળો થાય. હું કેટલા વર્ષોથી એ બાબત ઉપર ભાર મુકયા કરૂં છું. ગઇ તા૦ ૭ મીના રોજે આ જગ્યાએથી મેં સુચના કરેલી કે દરેક બહેન અને દરેક ભાઇ જો જાતે સુતર કાંતે તો ઠીક છે. જો તેમ ન બને તો કોંગ્રેસ કમીટીને શેર સુતર ભેટ આપી જવું. એ પ્રમાણે હિંદુસ્તાનમાં થાય તો ખાદીની ખોટ મોટે દરજ્જે પુરી પડે. એ તો નક્કી છે કે જોઇએ એટલું કાપડ તૈયાર નહી કરીએ તો બહીષ્કાર ન થાય. આંકડાનો મેં અભ્યાસ કર્યો છે. હિંદમાં પરદેશી કાપડ કેટલું આવે છે, મીલોમાં કેટલું થાય છે, ખાદી કેટલી થાય છે એ બધા પર વીચાર કર્યા પછી આજે કહું છું કે પરદેશી કાપડનો બહીષ્કાર ત્યારેજ થાય કે જ્યારે ખાદી પર વધારે ને વધારે જોર દઇએ અને હિંદને જોઇતું કાપડ હિંદ તૈયાર કરે. પંદર દીવસ પછી બ્હેનો અને ભાઇઓને પુછવા માગું છું કે કોંગ્રેસ કમીટીને કેટલા શેર સુતર મોકલ્યું ?

## સભા સરઘસનો સમય ગયો

"હજારો મીટીંગો, હજારો ડેમોનસ્ટ્રેસનો, હજારો પ્રોસેશનો થાય, કરવાનું કાર્ય ન કરીએ એનો કાંઇ અર્થ નથી. આ મોટી સભામાં થોડાજ એવા હશે કે જેઓ

શેર સુતર મોકલતા હશે. હું અપીલ કરવા આવ્યો છું કે મહેરબાની કરીને કોંગ્રેસ માટે સાચી લાગણી હોય, તમારો ઉત્સાહ સાચો હોય, કરોડો ગરીબ માટે લાગણી હોય તો આ સલાહ પ્રમાણે ચાલો. આ મારી અપીલનો જોઇએ એટલો અમલ નથી થવાનો. પણ અપીલ કરવાનું મારૂં કામ છે. બીજી અપીલ જે કરૂં છું તે જરૂર ઝીલી લેશો. એ તો સહેલી વાત છે. બીજી વાત ખાસ કહેવા આવ્યો છું તે એ કે આ યુદ્ધના પ્રસંગમાં આટલા બધા એક્ષાઇટમેંટમાં (ઉશ્કેરણી) સુતર કાંતવાનું મન ન થાય, ખાદી બનાવવાનું ન બની શકે એ સમજી શકું છું. હું તે માટે બીજો રસ્તો પ્રજા પાસે મુકું છું. જ્યારે મહાન યુદ્ધ દુનીયાનું ૧૯૧૪ થી ૧૯૨૦ વચ્ચે થયું તે વખતે હિંદ કેટલું કાપડ વાપરતું હતું? લડાઇ પહેલાં અને પછી ૫૦૦ કરોડ વાર કાપડ વપરાતું. લડાઇ ચાલી ત્યારે ૩૦૦ કરોડથી પુરૂં કર્યું. આપણી મીલો અને આપણા ખાદી બનાવવાના સ્થાનોમાંથી આપણે ૩૦૦ કરોડ પુરા કરી શકીએ છીએ.

## નવું કાપડ ના લો

**બ**ગાઅર બહીષ્કાર કરવો હોય તો આખા હિંદના બ્હેનો અને ભાઇઓને આજે આ પ્લેટફોર્મપરથી અપીલ કરૂં છું કે તેમણે એક વર્ષ સુધી કોઇ પણ જાતનું કાપડ ખરીદવું નહી. થીગડા મારી ફાટલા તુટલા કાપડથી ચલાવી લેવું, પણ નવું કાપડ લેવું નહી. એ પ્રમાણે કરી શકીએ તો બહીષ્કાર કરવો સ્હેલી વાત છે.

" જ્યારે ઇગ્લાંડ અને જર્મની વચ્ચે યુદ્ધ ચાલતું હતું ત્યારે બીજા દેશોમાં કાયદાથી " રેશન " જરૂર પડી

—લડાઇ ચાલી—ત્યાં સુધી મુકાયું. પ્રોડકશન બંધ થયું એટલે સ્ટોક હતો તેના પર ૪–૫ વર્ષ ચલાવ્યું. માટે અત્યારે આપણે જો એક વર્ષ પ્રતીજ્ઞા કરીએ કે એક વર્ષ સુધી કોઇ પણ જાતનું કાપડ લેવું નહી. મીલનું કે ખાદીનું કાંઇ નહી. હું તો એમ પણ કહેવા માગું છું કે કોઇપણ જાતનું કાપડ ન લો, તોજ મીલના કાપડના ભાવ બરાબર સારા આપોઆપ થશે; કે જે વખતે સ્વદેશી માટે ખુબ માગણી થાય છે.

મીલ ઓનરો (મીલ માલેકો) માટે મને બહુજ માન છે. તમને પણ બહુજ માન છે. આખરે તો તેઓ પણ માણસ છે. લોભ એવી ચીજ છે કે એ છુટે એવો પાછળનો અનુભવ નથી. તેથી કરીને એમને સીધા કરવા માટે આ રસ્તો છે. ત્રીસ કરોડથી એમ નહી બની શકે પરંતુ ઘણા ભાઇઓ તેમ કરે તો જેઓ લેનાર છે તેમને કાપડ સસ્તુ મળશે. મીલના કાપડના ભાવ વધારી શકાશે નહી અને ગરીબને નુકશાન થશે નહી.

## મીલ માલેકો સીધા કેમ થાય ?

મીલ ઓનરોને સીધા રાખવાને માટે અને બહીષ્કાર માટે ખાદી જેટલી બને તેટલી ઉપજાવવી અને નવું ન લેવું, એ જરૂરની વસ્તુઓ છે. હું અત્રે પુછું છું કે આવો ઇરાદો જાહેર કરવા આજે કેટલા તૈયાર છે. જેઓ તૈયાર હોય તેઓ હાથ ઉંચો કરે.

આ તકે આખી સભામાંથી હાથ ઉંચા થયેલા દેખાયા હતા, અને ભારે ઉત્સાહ ફેલાયો હતો.

બ્હેનો અને ભાઇઓ, શાંતી પકડો. આ લડત શાંતીની

છે. હું તમને મુબારકબાદી આપું છું, કારણ કે તમે આજથી નિશ્ચય કર્યો છે. આ નવી વાત હું તમારી સમક્ષ આજે મુકું છું અને આશા રાખું છું કે ટોકટીના સમયે આ સલાહ માનશે.

હું ચોક્કસ વીચારૂં છું કે અંગ્રેજ લોકો પૈસાના પુજારી છે. એઓ પૈસા મળતા હોય તો તમારા હુક્કા પણ ભરશે. તમે કહેશો તો ખાદી પહેરશે, કહેશો તે કરશે. અંગ્રેજો તો માત્ર પૌંડ, શીલીંગ અને પેન્સમાંજ માને છે. હિંદમાં આવ્યા તે પણ માત્ર તમારૂં લોહી ચુસવા એટલે તમારી સાથે વેપાર કરી જેટલો પૈસો વીલાયત લઇ જવાય તેટલો લઇ જવા આવેલા. આપણી નબળાઇઓ, અણબનાવોને લીધે પરસ્પર લડાઇ કરાવી, બધી તજવીજો કરી રાજ્ય કરવા રહ્યા તે માત્ર પોતાના સ્વાર્થ માટે, નહી કે હિંદ માટે. સાચા અંગ્રેજો કહી દે છે કે અમે તો અમારા સ્વાર્થ માટે છીએ. અંગ્રેજ પ્રજાને માલમ પડશે કે હવે હિંદે નિશ્ચય કર્યો છે કે અંગ્રેજોનો વેપાર આગળ ધપવા દેવો નહી. તે વખતે પોતાને રહેવામાં સાર છે એમ માનશે નહી ત્યારે સ્વરાજ્ય મળશે.

## મુંબઇના વેપારીઓને અપીલ

**ખા**સ કરીને વેપારીઓને અપીલ કરૂં છું કે આ ચળવળમાં તેઓ ખરી મદદ કરે. મુંબઇના વેપારીઓ જ ખરી મદદ કરી શકે એમ છે. અંગ્રેજ ફર્મોને વેપારીઓએ કહી દેવું જોઇએ કે અમારે ને તમારે રામરામ છે. જ્યાં સુધી હિંદ સ્વતંત્ર નથી ત્યાં સુધી કોઇ પણ વેપાર ધંધો કરશું નહી. એવો નિશ્ચય કરશો તો અંગ્રેજ તમને સલામ

કરતા આવશે. લેંકેશાયર અને મેન્ચેસ્ટર પાસે જેટલી વગ હશે તેટલી સ્વતંત્રતા અપાવવામાં વાપરશે.

હું આ પ્લેટફોર્મ પરથી અંગ્રેજ વેપારીઓને કહી દઉં છું કે હિંદમાં સુખેથી વેપાર કરવો હોય તો તમારી જેટલી વગ હોય તેને હિંદને સ્વત્રંત કરવામાં વાપરો. તેમ ના કરો તો સહન કરવું પડશે. તમારે અહીંથી જવું પડશે, તેથી અપીલ કરૂં છું કે સુખેથી રોટલો રળી ખાવો હોય તો હિંદને જન્મભૂમિ માની ભાઈ તરીકે અને નહીં કે રૂલીંગ રેસ તરીકે રહો. તેથીજ હું સ્વદેશીની ચળવળ પર ભાર મુકું છું.

## રાજ્યદ્રોહીમાં ખપવું છે ?

હું તે સાથે આપણા સરકારી નોકરો પોલીસ અને લશ્કરના માણસો બીજા જેટલા આપણા હિંદુ, મુસલમાન, શીખ, પારસી જેઓ સરકારી નોકરીમાં હોય તેમને અપીલ કરૂં છું કે જો તેઓ ભવીષ્યમાં હિંદુસ્તાનની સ્વતંત્રતાની લડતમાં "ટ્રેટર્સ" તરીકે ન ખપવા માગતા હોય તો સ્વદેશીને અનુસરે. હું રાજીનામું આપવાનું કહેતો નથી. પણ જેને ઝાળ લાગી હોય તે તો અલબત તેમ કરે. તેમને અપીલની જરૂર નથી. પેટ લાગ્યું છે એ ભાઈઓને સ્વદેશીની હીલચાલને મદદ કરવા કહું છું. એવો કાયદો નથી કે તેઓ ખાદી ન પહેરે. કોઈ કાયદો નથી કે પરદેશી કાપડ પહેરવાની ફરજ પડે.

હું જાણું છું કે બ્રીટીશ માલની અને વીલાયતી બીડી પીવાની કેટલેક ઠેકાણે ફરજ પડે છે. પણ કાયદેસર

તેવી ફરજ પડી શકે નહી. પોતાને હીંમત જોઇએ. સ્વતંત્ર થવા માટે મનમાં ઉદ્દેગ થવો જોઇએ.

### સમાધાનીની વાતથી ચેતજો

બહેનો અને ભાઇઓ, આ તો આડુંતેડું વેતર્યું છે. કોંગ્રેસના ઠરાવો પર આવું તે પહેલા એક નવી વાત જે બે દીવસ થયા જાહેરમાં આવી છે તે વીષે કહું "ડેલી હેરલ્ડ" નો સ્પેશીયલ રીપ્રેઝનટેટીવ હિંદમાં આવ્યો છે અને વિઠ્ઠલભાઇ પટેલને, મીસસ નાઇડુને મળવું હોય તો તે મળી શકે નહી. પણ એ પ્રતીનીધિ મહાત્માજીને જેલમાં મળે અને તેની સાથે કલાકોના કલાકો સુધી વાતો કરે. આ હકીકત સુચક છે, અને આપણે આડે રસ્તે ન દોરવાઇએ તે માટે સાવધાની રાખવાની છે.

એ પ્રતીનીધીએ મહાત્માજી સાથે જે વાત કરી છે તેનું વૃત્તાંત પ્રગટ થયું છે.

એણે જે એક વાત કરી છે એ વાત મેં કોઈ અંગ્રેજ પાસે આજ સુધી સાંભળી નથી. એ કહે છે.

મહાત્માજીને કરોડો હીંદી પુજે છે. એમનામાં કરોડોનો વિશ્વાસ છે. હિંદના મોટામાં મોટા માણસ ગાંધી છે. એજ હીંદની પ્રજા તરફથી બોલવાને અધીકારી છે. રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં એ જાય નહી ત્યાં સુધી એ નકામુ છે.

આવા શબ્દો અંગ્રેજને મોઢેથી મેં પહેલ વહેલા સાંભળ્યા અને વાંચ્યા એવો કોઇ અંગ્રેજ મને મળ્યો નથી. Not even Lord Ervin

## મહાત્માજી વીનાનું કોન્ફરન્સ

પાંચ વર્ષથી લોર્ડ અરવીનને હું આ મી. સ્લોકોમ્બે જે કહ્યું તે કહેતો હતો. હું કહેતો મહાત્મા વગરનું કોન્ફરન્સ ધુળ ઉપરનુ લીપણ છે અને જ્યાં સુધી મહાત્મા આવે નહી ત્યાં સુધી તે નકામુ છે. જો કોઇને હીંદી પ્રજા તરફથી બોલવાનો અધીકાર હોયતો તે મહાત્માજીને જ છે.

"કોંગ્રેસ મહાત્મા ગાંધી છે અને મહાત્મા કોંગ્રેસ છે. હિંદ એ મહાત્મા ગાંધી છે અને મહાત્મા એ હિંદ છે."

મેં આ વાત બુમો પાડી લોર્ડ અરવીનને સમજાવી પણ મારા મીત્રના ગળામાં એ ન ઉતરી. ઘણા ઘુંટડા કેમ ઉતરે. ગુચાઇ ગયેલા એ મારી વાત ન્હોતા માનતા. ક્યાંથી માને અનેક પુરૂષો અનેક વાત એમને કહેતા, પણ આજે એનો આ ભાઇ હિંદમાં જાહેર રીતે કહે છે કે મહાત્મા ગાંધીજી એકજ પુરૂષ છે જે રા. ટે. કોન્ફરન્સમાં હિંદ તરફથી બોલી શકશે. એ પ્રમાણીક અંગ્રેજના આ પ્રમાણીક વીચારો છે. હું તેને આજે અભીનંદન આપું છું

## લીબરલો બહાર પડયા છે

પણ આપણા બીજા ભાઇઓએ જોયું કે વળી આમાં કાંઇ છે, આ કાંઇ સમાધાનીની વાત છે કે શું ? આમ અનેક તર્ક વીર્તક થાય છે. કેટલાક ફોલોઇંગ વિનાના બહાર નીકળી ગયેલા પેપર્સને ઇન્ટરવ્યુ આપવા લાગેલા નેતાઓને હવે કહેવા લાગ્યા છે કે આ કબુલ રાખવું જોઇએ. આ સમાધાનીનો ખરો માર્ગ છે. બ્રીટીશ સરકારને અપીલ કરે છે કે હવે તો પાસે આવ્યું છે. ગાંધીજી માન્વા તૈયાર છે, સવીનયભંગ બંધ કરશે. રખેને એ ભાઇઓ રહી જાય પાછા કોન્ફરન્સમાંથી.

હું પબ્લીકલી પુછું છું કે તમે જે શબ્દોમાં આજે ઇન્ટરવ્યુ આપ્યો છે તેમાં માનતા હો તો ઉઘાડા કહી દ્યો કે મહાત્મા વગર અમે પરીષદમાં નહી જઇએ. ડાહ્યા થવું, વખત આવે બેસી જવું, મુદ્દાની વાત ન કહેવી એ ક્યાંનો ન્યાય? હું તેમના કહેવાનો અક્ષરે અક્ષર વાંચી ગયો છું. એક પણ ભાઇ એમ નથી કહેતા કે અમે પરીપદમાં આવવાના નથી. મહાત્માજી પ્રજા તરફથી એકલાજ બોલી શકે એમ છે. એ ભાઇઓ ચોખ્ખે ચોખ્ખું કહે તો બ્રીટીશ સરકાર સમજી જશે કે હવે વાતમાં માલ નથી. પરંતુ હા! મોંમાં પાણી છુટે છે. રા. ટેબલ પરીષદ બોલાવવાનું નક્કી થાય તો સારૂં. અમે નહી જઇએ એમ બધાઇ જઇએ છતાં બોલાવાય તો? આપણી શી સ્થિતિ થાય? લક્કડના લાડુ ખાવા વીના રહી જાય તો? એમને અપીલ કરૂં છું કે (ખાનગીમાં અનેકવાર કહ્યું છે) તમે એક વાક્ય ઉમેરી દ્યો કે "જ્યાંસુધી પ્રજા તરફથી બોલવાનો જેને અધીકાર છે એવા સાબરમતીના સંત પરીપદમાં ન આવે ત્યાં સુધી હું સર સપરૂ, હું સરપરસોત્તમદાસ હું એચ. પી. મોદી, હું સર શેડના હું સર સેતલવડ એમાં ભાગ લેનાર નથી.

હું આશા રાખું છું કે તેઓ આપણી લડતમાં કાયદા ભાંગવા જેલમાં બેસવા રાજી ન હોય તો તેઓને ઇશ્વરે અકકલ આપી છે તેનો ઉપયોગ કરી આ પ્રસંગે રસ્તો સુચવ્યો છે તેનો અમલ કરી દેશની સેવા કરે.

**તંત્ર ચલાવતો મસાલો**

હવે કોંગ્રેસ કમીટીના ઠરાવો વિષે. તેના ત્રણ ભાગ છે. (૧) સવિનયભંગ (૨) બોયકોટ—પરદેશી કાપડ, દારૂ અને

બ્રીટિશ માલ (૩) સરકારને તંત્ર ચલાવવાનો મસાલો ન પુરો પાડવો. એટલે કર નહી ભરવાની લડત.

કોંગ્રેસ કમીટી પ્રજાને આત્મભોગ આપવા અપીલ કરે છે. આ આત્મભોગ પ્રજા આપે તો હિંદની ફતેહ છે, ફતેહ છે, ફતેહ છે. છેવટે એકજ વાત કહીશ અને તે એટલીજ કે ચલાવ, રખનેવાળા રામ, પાછા એટલા...આ લડતના પ્રસંગે ગમે તેવી વાતો ઇન્ટરવ્યુ વીગેરે પર લક્ષ આપશો નહી. આ તો એવા રસ્તા છે કે મુવમેંટ ઢંડી પડે. માટે હીંમત રાખી આગળ ધપે જાવ.

---

## ગર્જના : બીજી

**બ્હેનો અને ભાઇઓ,**

તમે બધા શાંત થઇ જાઓ. તમે સમજો છો કે આ લડત શાંતીની છે અને તેથી અત્યારેજ શાંતી પકડી તમે લડતના ખરા સીપાઇઓ છો એમ સાબીત કરો. ૫૮ વર્ષથી હું નડીયાદ સાથે સંબંધ ધરાવું છું પણ આવી ગંજાવર સભા નડીયાદ શહેરમાં મેં કોઇ દીવસ જોઇ નથી. દીવસે દીવસે મારી ખાત્રી થતી જાય છે કે ગુલામગીરીમાંથી છુટવાના દીવસો નજીક આવ્યા છે.

### પ્રજાની પરવશતા

દોઢસો વર્ષથી આપણે ગુલામગીરીની સ્થિતિ ભોગવીએ છીએ. દેશ દીવસે દીવસે ગરીબ થતો જાય છે. લોકોને એકવાર પુરૂં ખાવાનું પણ મળતું નથી અને લોકો પાસે

પહેરવાને કપડાં પણ રહ્યાં નથી. હિંદ એ એક એવો દેશ છે કે જે દેશમાં લોકોને જોઇએ તેથી પણ વધારે અનાજ પાકે છે અને આ દેશમાં જોઇએ તે કરતા વધારે રૂની પેદાશ છે, છતાં કરોડો ભાઇ બ્હેનોને એક વખત ખાવાનો રોટલો પણ મળતો નથી, અને અંગ ઢાંકવા પુરાં લુગડાં પણ મળતાં નથી.

## મહાસભાનું મહત્વ

આજે આપણી આવી સ્થીતિ થઇ ગઇ છે. આપણી મહાસભા હિંદને ગુલામગીરીમાંથી છોડાવવા માટે છેલ્લાં ૪૫ વર્ષથી લડત ચલાવી રહી છે. છેલ્લા દશ વર્ષથી મહાસભા આગળ પડતો ભાગ લે છે. છેલ્લાં દશ વર્ષથી મહાત્માજી મહાસભામાં જોડાયા ત્યારથી મહાસભા લોકોની મહાસભા થઇ છે ત્યાર પહેલાં મહાસભા મારા જેવા ભણેલા, વિદ્વાન તથા શ્રીમંતો અને પૈસાવાળા સ્ત્રીપુરૂષોની હતી પણ છેલ્લાં દશ વર્ષથી તે તમારી થઇ છે. કોઇપણ સંસ્થા હિંદ તરફથી બોલી શકે તો તે આપણી મહાસભાજ છે. બીજા કોઇને બોલવાનો અધીકાર નથી. આપણે થોડા દીવસથી રાઉન્ડટેબલ કોન્ફરન્સની વાતો સાંભળીએ છીએ કે તેથી કેટલાકના મોમાં પાણી આવી ગયું છે.

મેં વાઇસરોયને અને બ્રીટીશ સરકારને ૪-૬ વર્ષથી વખતો વખત કહીને બતાવી દીધું છે કે જો કોઇપણ સંસ્થા પ્રજા તરફથી બોલી શકે એવી હોય તો તે આપણી મહાસભાજ છે. બીજા કોઇને બોલવાનો હક્ક નથી એટલે જ્યાંસુધી મહાસભા રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં ભાગ લેવા તૈયાર ન થાય ત્યાં સુધી તે કોન્ફરન્સ નકામી છે. મેં વખતો

વખત આ વાત વાઇસરોય અને બ્રીટીશ સરકારને કહી છે. એક તરફથી હું અને બીજી તરફથી એવું કહેનારાઓ પડ્યા છે કે મહાસભામાં હવે કાંઇ રહ્યું નથી. શોરબકોર કરનારાઓ અને ડાહ્યા તથા વિદ્વાનો તેમાં ભાગ લેતા નથી.

## પ્રજાના પુજ્ય ગાંધીજી

આ વાત સાચી છે. કારણ કે હિંદ દેશ ડાહ્યા કે વિદ્વાનોનો ભરેલો નથી. બધાએ તમારા જેવા છે. જે દેશમાં જેવી પ્રજા એવાજ તેના માણસો હોય, એટલે અવિદ્વાન અને મુર્ખ માણસ મહાત્મા ગાંધી એ આજે આ દેશનો ખરો પ્રતીનીધિ છે. એ એકલાજ હિંદુસ્થાનને નામે બોલવાનો હક્ક ધરાવે છે. મહાત્મા ગાંધીજી ગાંડો માણસ છે એમ આપણા વાઇસરોય કહે છે. તેઓ પોલીટીક્સ સમજતા નથી અને તરંગી છે એમ કહે છે. તે તરંગી, ગાંડો કે સાધુડો ગમે તે છે પણ તે પ્રજાનો પુજ્ય છે. પ્રજા તે કહે તે પ્રમાણે કરવા તૈયાર છે અને જ્યાં સુધી એ માણસને સંતોષ ના થાય ત્યાંસુધી બધી વાત નકામી છે.

## ગાંધીજી સીવાય પ્રજા તરફથી બોલવાનો કોઇને હક્ક નથી

મહાત્માજી સીવાય પ્રજા તરફથી બોલવાનો હક્ક બીજા કોઇપણ માણસને નથી. છતાં રાઉન્ડટેબલ કોન્ફરન્સની વાતો તો ચાલ્યાજ કરે છે. કેટલાક માણસ કે જેમની પાછળ પાંચ પણ માણસો નથી તેઓ તેમાં જવા ફાંફાં મારે છે અને તમારી તરફથી સમાધાની કરી પાછા આવવા માગે છે.

હાલનો વખત બહુ કટોકટીનો છે. આજે હિંદમાં ગંભીર મામલો પેદા થયો છે. વીલાયતમાં મજુર પક્ષ રાજ્ય

કરે છે અને તે મજુર પક્ષ ઉપર આપણે મોટી મોટી આશાઓ બાંધી હતી, તે બધી આશાઓ ફોકટ ગઇ છે. મજુરપક્ષે બધી સત્તા ના૦ વાઇસરોયને આપી છે.

## મારી આશાઓ નીષ્ફળ ગઇ છે

લોર્ડ ઇરવીન સારા માણસ છે પણ તે કોન્ઝરવેટીવ છે. તેને બધી સત્તા આપી દેવામાં આવી છે. લોર્ડ ઇરવીનને જો સારી સલાહ મળી હોત તો તે આ રસ્તે ના જાત. તે તો ભુલો ઉપર ભુલો કર્યાજ કરે છે અને તેનું અને આપણું શું થશે તે હું જાણતો નથી. પણ એ તો નક્કીજ છે કે મેં જે આશાઓ લોર્ડ ઇરવીનમાં બાંધેલી તે નીષ્ફળ ગઇ છે તેઓ મારી સલાહ પ્રમાણે ચાલ્યા હોત તો આજે જે કોકડું ગુંચવાયું છે તે ગુંચવાયું ના હોત. મેં તેમને તે વખતે કહ્યું હતું કે મહાત્માજીને બોલાવી તેમની સલાહ લો અને તેમની મરજી મુજબ કામ કરો.

## વાઈસરોયે મારી સલાહ ન માની

મેં વાઇસરોયને કહ્યું હતું કે સાઇમન કમીશન ના નીમશો. ગાંધીજીને બોલાવો અને તેમની સાથે મેળ કરીને કરવું હોય તે કરો. નહી તો તેનો બહીષ્કાર થશે. એ વાત મેં વાઇસરોયનેજ નહી પણ લોર્ડ બરકનહેડને પણ, કે જે તે વખતે હિંદી પ્રધાન હતો તેને પણ કરેલી. રામ્સે મેકડોનલ્ડ, લોઇડ જ્યોર્જ તથા વીલાયતના બીજા મોટા મોટા આગેવાનોને પણ કરેલી. મારી વાત તેમને ગળે ના ઉતરી અને સાઇમન કમીશન નીમ્યું તેની શી દશા તમે કરી તે તો તેઓ જીંદગી સુધી ભુલી નહી જાય.

## વાઇસરોયનું વીલાયતગમન

જ્યારે વાઇસરોયે અને સરકારે જોયું કે લોકો સાઇમન કમીશનનો બહીષ્કાર કરે છે ત્યારે વાઇસરોયે વીચાર કર્યો કે કોઇ રસ્તો કાઢવો પડશે. છેવટે તેણે વીલાયત જવાનો વીચાર કર્યો અને કોઇપણ જાતનું જાહેરનામું કાઢવું એવો વીચાર કર્યો. ૧૯૨૯ ના મે મહીનામાં વાઇસરોય વીલાયત ગયા. જે દીવસે તેઓ સીમલેથી નીકળ્યા તે દીવસે હું તેમને મળ્યો. મને તેમણે તેઓ શા માટે જતા હતા તે કહ્યું અને મારી સલાહ માગી. મેં કહ્યું કે તમારી જાહેરાત મહાસભાને અને મહાત્માજીને માન્ય નહી હોય તો બધી મહેનત વ્યર્થ જશે.

એમના સલાહકારોએ એમને જુદી સલાહ આપી. મને તેમણે કહ્યું કે હું ગાંધીના વીચારો મીત્રો મારફત જાણી શકયો છું અને હવે જાઉં છું એટલે બોલાવવાનો વખત પણ નથી. મેં તેમને કહ્યું કે પસ્તાવું પડશે. તે વાત તેમને ગળે ના ઉતરી અને ચાલ્યા.

તેમના કહેવાથી તેમની સાથે તેઓ ગયા પછી પણ પત્રવ્યવહાર ચાલુ રાખ્યો. મેં તેમને તેઓ વીલાયતમાં હતા ત્યાં બે પત્રો લખ્યા અને જણાવ્યું કે તમે જતા પહેલા મહાત્માજી સાથે વાત કરી નથી તે મોટામાં મોટી ભુલ કરી છે. માટે જાહેરનામું કાઢશો નહી.

## મહાત્માજી સાથે મસલત વીના બહાર પડેલો ઢંઢેરો

ગમે તેમ પણ તેઓ વીલાયત હતા ત્યાં સુધી તે જાહેરનામું ના કઢાવ્યું અને પોતે અહીં આવ્યા. તે જાહેરનામાની કોપી મને અગાઉથી મોકલી હતી. તે મેં વાંચ્યા પછી

અને તે બહાર પડ્યા પહેલાં તેમણે મને બોલાવ્યો. મેં તેમને કહ્યું કે કોંગ્રેસ આ જાહેરનામું કબુલ રાખશે તો તે આત્મઘાત કરશે અને કબુલ નહીજ કરે. જો કબુલ કરશે તો પ્રજાનો વીશ્વાસ તેની ઉપરથી ઉઠી જશે. મેં તેમને કહ્યું કે હું દીલગીર છું કે તમે મહાત્માજી~~સાથે~~ સાથે વાત કર્યા પછીજ આ ઢંઢેરો બહાર પાડવા માગતા નથી. મારો અભીપ્રાય પુછ્યો તો મેં કહ્યું કે તે જાહેરનામાનો અર્થ હું તો એ સમજાવું કે હિંદના પ્રતીનીધિઓ રાઉન્ડટેબલ કોન્ફરન્સમાં જાય અને તેઓ એકમત પ્રમાણે આવે તે પ્રમાણે અપાશે.

ત્યાર પછી આ વાત ઓકટોબરના છેલ્લા દીવસોમાં થઈ અને જાહેરનામું જાહેર થયું. પછી મેં તેમની સાથે પત્ર વ્યવહાર ચાલુ રાખ્યો અને કહી દીધું કે ઇન્ડીયન નેશનલ કોંગ્રેસ લાહોરમાં મળે તે પહેલાં જો તમે મહાત્માજીને બોલાવી મસલત નહીં કરો તો મહાસભા સામ્રાજ્યની બહાર જવાનો ઠરાવ કરશે અને આખા દેશમાં કાયદાના સવીનયભંગનો અને કર નહીં આપવાની લડતનો દાવાનળ ફાટી ઉગશે. હું તો તમોને સામ્રાજ્યના અને પ્રજાના હીતની ખાતર સલાહ આપું છું કે પહેલા મહાત્માજીનું અને મહાસભાનું મન સંતોષો.

### મહાત્માજી સાથેની મુલાકાત

તેવીસમી ડીસેમ્બરે મહાત્માજીને અને મોતીલાલ નહેરૂને મ્હારા કહેવા પ્રમાણે દીલ્હિમાં બોલાવ્યા. એ વખતે વાઇસરોયે વાત સાંભળી અને કોંગ્રેસ તરફથી મહાત્માજીએ એવી દલીલ કરી કે જો બ્રીટીશ ગવરમેંટ એવી ખાત્રી આપે કે રાઉંડ

ટેબલ કોન્ફરન્સમાં સંસ્થાનીક સ્વરાજ્ય આપવામાં આવશે તો મહાસભા તરફથી હું કબુલત આપું છું કે મહાસભા રાઉંડ ટેબલ કોન્ફરન્સમાં જશે. વાઇસરોયને એ વાત રૂચી નહી, અને મને એમ લાગ્યું કે કેદીઓને છોડાવવાની અને રાઉંડ ટેબલ કોન્ફરન્સમાં કોને કોને જવું એ નક્કી કર્યા પછી આ વાત છેડવી જોઇતી હતી.

## મહાત્માજીએ ઉતાવળ કરાવી હતી કે?

મેં મહાત્માજીને કહ્યું કે તમે જરા ઉતાવળ કરી. મેં વાઇસરોયને કહ્યું કે તમે શા માટે સંપુર્ણ સંસ્થાનીક સ્વરાજ્ય જો તે આપવાનુંજ હોય તો ના કહો છો? એ વાત સાચી છે કે મહાત્મા ગાંધીજીને જરા પણ વિશ્વાસ સરકારમાં ન હતો. મને થોડો વિશ્વાસ લોર્ડ ઇરવીનમાં હતો પણ સરકારમાં ન હતો. એટલે મહાત્માજીએ જોખમ લેવાનું ઠીક ધાર્યું નહીં. પછીના જે બનાવો બન્યા તે તમે બધા જાણો છો.

પાર્લામેન્ટમાં અને બીજે મોટા મોટા ભાષણો થયા હતા પણ છેલ્લા ચાર મહીનામાં મને ખાત્રી થઇ કે આ બધી વાતો વિશ્વાસ રાખવા જેવી નથી અને બ્રીટીશ સરકારની મારફત આપણને સ્વતંત્રતા આવવાની નથી.

## સરકાર સાથે છુટા થવાનો નિશ્ચય.

પછી હું વાઇસરોય પાસે ગયો અને કહ્યું કે હવે મને તમારી અને સરકાર ઉપર વિશ્વાસ રહેતો નથી. તમારી વાતો અને કૃત્યો વચ્ચે આભ જમીન જેટલો તફાવત રહે છે. પછી ગાંધીજીએ તો લડત શરૂ કરી દીધી અને વાઇસરોયને મેં કહી દીધું કે મારો ધર્મ હવે મારા ભાઇઓ સાથે ઉભા

રહેવાનો છે અને તેથી હું છુટો થવા માગું છું. વાઇસરોયને ઘણું ખોટું લાગ્યું. મારો તેમની સાથેનો ચારપાંચ વર્ષનો નીકટનો સંબંધ આ બધી વાત હોવા છતાં જ્યાં સરકાર સામે મારા ભાઇઓ અને બ્હેનો યુદ્ધમાં ઉતર્યા હોય ત્યાં તટસ્થ રહી જોયા કરૂં તે મને ગમ્યું નહીં અને મને લાગ્યું કે તેમ કરવામાં હું દેશદ્રોહી થાઉં છું.

## વાઇસરોયનો આગ્રહ

મેં વાઇસરોયને ઘણી રીતે સમજાવ્યા કે હજી પણ મહાત્માજીને બોલાવો, અને સમજાવો પણ વાઇસરોય એમ કહેવા લાગ્યા કે જો ગાંધીજી સવીનયભંગની લડત છોડી દે તો પછી તેમની સાથે વાતચીત થઇ શકે પણ જ્યાં સુધી તે ચાલે છે ત્યાં સુધી તે થઇ શકે નહીં. મેં તેમને કહ્યું કે બીજો શો રસ્તો ? તેમણે કહ્યું કે કોઇપણ કાયદો જે પ્રજાને પસંદ ના હોય તે કાઢી નાખવા કે સુધારવા સીધાં પગલાં ભરવાં જોઇએ પણ આવી રીતે કાયદાનો ભંગ કરનાર સાથે તો કાંઇ વાતચીત ના થઇ શકે. મેં કહ્યું કે આયરલેન્ડમાં જે નેતાઓને ફાંસીની અને જન્મટીપની સજાઓ મળી હતી તેમની સાથે પાઘડી ઉતારીને વાતો કરવી પડી હતી તો હિંદુસ્થાનમાં માત્ર મીઠાના કાયદાનો ભંગ કરનાર સાથે કેમ ના થઇ શકે? તમે કહો છો કે કાયદો કાઢી નાખવા કાયદેસર પગલાં લેવાં જોઇએ પણ બંધારણજ ક્યાં છે? તમારી પાસે એવી સત્તા છે કે તમે બંધારણને પણ ઉડાવી શકો છો તો પછી હિંદી પ્રજાએ કરવું શું ? મેં કહ્યું કે હિંદમાં એટલું બધું મીઠું પાકે છે કે પ્રજા તેને ધુળની માફક વાપરી શકે પણ જ્યારે તેની ઉપરનો

કર રદ કરાવવા બંધારણપૂર્વક ધારાસભા મારફત પ્રયત્ન થાય ત્યારે તમે તેને સરટીફાય કરી કર ચાલુ રાખો છો. આવી સ્થિતિમાં પ્રજા શું કરે? તેણે તો કાયદો નથી એમ જાણીનેજ ચાલવાનું રહ્યું. મેં કહ્યું એવું બંધારણ આપો કે પ્રજા પોતાના પ્રતિનીધિઓને ખસેડી પણ શકે. આ વાત તેમને ગળે ઉતરી પણ પચી નહીં તે વાત તેઓ ખાઇ ગયા.

ત્યાર પછી ફરીથી મેં કહ્યું કે હજી પણ મહાત્માજી સાથે સમાધાન કરતા હો તો મારે તમારી સાથેની દોસ્તી છોડવી નથી. જવાબમાં તેઓ કહેવા લાગ્યા કે મહાત્મા ગાંધી ઉઘાડે છોગે કાયદાના ભંગની વાતો કર્યાજ કરે છે અને તેજ સ્થિતિમાં હું તેમની સાથે કાંઇ સમાધાન કરી ના શકું છેવટે મેં તેમને કહ્યું કે મારે તો લોકોની લડતમાં પુરેપુરો ભાગ લેવો જોઇએ અને તે માટે ખુરશી છોડી તમારી પાસે આવ્યો છું.

### ઝેરી હવા

ખુરશી મારી પાસે અને હું ખુરશી પાસે ચાર વર્ષ રહ્યો, એ હવા એવી ઝેરી હતી કે ગમે તે માણસ તેમાંથી નીકળી શકે નહી પણ ઇશ્વરની મારાપર કૃપા કે હું ત હવામાંથી જીવતો નીકળી શકયો છું એ મશાલની ધુણી મને લાગી છે કે નહી તેનો પુરાવો હું તમારી પાસે ઉભો છું તેના કરતાં બીજો હોઇ શકે નહી.

### જીંદગીનું જોખમ

સરકારે સમજવાનું છે કે હિન્દની મોટામાં મોટી જગ્યા ભોગવવાનો અને તે હંમેશ માટે ભોગવવાનો અધીકાર હોવા છતાં આજે હું તેને છોડું છું તે શું સુચવે છે? હું

સરકારનો નોકર ન હતો: ધારાસભાનો નોકર હતો પણ એ વાત તો અનુભવસિદ્ધ છે કે કોઈપણ માણસ પોતાના વીચાર પ્રમાણે દેશહિત માટે એ ઝેરી હવામાં કામ કરી શકે તેમ નથી. એ હવામાં દેશનું કામ કરવું એ જીંદગીનું જોખમ છે.

ડગલે ને પગલે હું શું કરૂં છું ક્યાં જાઉં છું, ક્યાં સુઉં છું તેની નોંધ રહે. જેવી રીતે હું કેદી હોઉં તેવી રીતે. એટલો જુલ્મ જે દેશના કામ માટે તૈયાર થાય છે તેને વેઠવા પડે છે. સરકારી નોકર હું નહી હોવા છતાં આમ કહું છું જો સરકારી નોકરો એમ કહેતા હોય કે તેઓ દેશની સેવા કરવાને નોકરીને વળગી રહ્યા છે તો તે બરાબર નથી. સરકારી નોકરે હાલના મામલામાં સરકાર કરે તે પ્રમાણેજ વરતવુંજ પડે. આથી મારા અનુભવ ઉપરથી મારા સરકારી નોકર ભાઈઓને આ પ્લેટફોર્મ ઉપરથી અપીલ કરૂં છું કે તે પોતાનો હાથ છાતી ઉપર રાખીને પુછે કે શું પોતે સરકારી નોકરીમાં રહી દેશ સેવા કરી શકે છે?

શું દુર્લભજીએ તમારા આગેવાનોને બે વર્ષની સજાઓ કરી તે ખુશીથી કરી હતી? હું તે માનવાને તૈયાર નથી કે જે મેજીસ્ટ્રેટે ગોપાળદાસને કે તલાટીને બે અઢી વર્ષની સજા કરી છે તે પોતાની ખુશીથી દેશના હિત માટે કરી છે. શાથી કરી તેતો તેમનું મન જાણતું હશે પણ એ વાત તો ચોક્ખી છે કે જે મેજીસ્ટ્રેટ બીડાના ચોરને બે અઢી વર્ષની સજા કરે તેવા મેજીસ્ટ્રેટોને આપણે ભાઈઓ નરીકે કેવી રીતે કલ્પી શકીએ? હું સરકારી નોકરોને એમ નથી કહેતો કે તે પોતાની ફરજ ના બજાવે. ફરજ કાયદે-

સર રીતે બજાવે, પણ ઉપરી અમલદારનું સાંભળીને ગેર-કાયદેસર રીતે પ્રજાને ત્રાસ દેવા અને અસહકારની ચળવળ દબાવી દેવા જુલ્મી પગલા ના લો, એ કહેવાનો દરેકને હક છે. એમને કહીએ કે તમારા પેટને માટે નોકરીમાં રહ્યા હો તો ભલે રહો. પણ જે વખતે તમને કહેવામાં આવે કે ગેરકાયદેસર રીતે પ્રજાને ત્રાસ આપો તે વખતે તેમ કરતાં વિચાર કરજો.

સરકારી નોકરો જેઓ આપણા ભાઇઓ છે તેઓ ઘણી રીતે આપણી ચળવળને મદદ કરી શકે છે. તેઓ સ્વ-દેશીની ચળવળમાં ભાગ લઇ શકે છે પણ તેઓ નથી લેતા તેનું કારણ તેમના ઉપરી જેમને હિંદનું રાજ્ય રાખવું છે તેમની ઇતરાજી વહોરવી નથી. તે ભાઇઓને આ પ્લેટફોર્મ ઉપરથી કહું છું કે, આજે અંગ્રેજી રાજ્ય છે. કોને ખબર છે કે શું થવાનું છે? જેઓ દેશહિતનાં કાર્યો કરી શકતા હોય છતાં ના કરે તેમને તો દેશદ્રોહીજ કહીશ.

પાંચ વર્ષ પછી તમારી પાસે આવ્યો છું. પચ્ચીસ દીવસથી ધારાસભાની ખુરશી છોડીને નીકળ્યા પછી દિલ્હી બંગાળ, બીહાર વગેરે સ્થળોએ ફર્યો અને લોકોમાં એટલી બધી જાગ્રતી જોઇ કે આ ચળવળને પરીણામે હિન્દને સ્વતંત્રતા મળવાની મળવાની અને મળવાનીજ છે.

### લડત બંધ ક્યારે થશે

મહાત્માજીને ગીરફતાર કર્યા પછી આ ચળવળે વધારે ગંભીર સ્વરૂપ પકડયું છે. સરકાર માનતી હતી કે ગાંધીજીને લઇ લઇશું એટલે બધું શાંત થઇ જશે અને બધે અંધારૂં થશે. પણ હું તો હવે બધે કીટસન લાઇટો જોઉં

છું. લોકો જેલમાં જવા અને જીંદગી આપવા તૈયાર છે. આ લડત સ્વરાજ્ય લઈનેજ બંધ થવાની છે. જે ભાઇ અત્યારે પોતાનો ફાળો નહી આપે તેને પસ્તાવો થશે. તેને થશે કે, ખરા પ્રસંગે મારાથી માતાની પડખે ઉભા ન રહેવાયું. દરેક ભાઇ બ્હેનની ફરજ છે કે પોતે પડખે ઉભા રહેવું અને બત્રીસ કરોડ ભાઇઓને છુટા કરવા.

### દહાડા ગણાય છે

મને એક ધાત ગઈ છે. એટલે લાગે છે કે હજી થોડા દીવસ બાકી છે. આતો જેણે સરદાર વલ્લભભાઇને પકડયા તેના રાજ્યમાં છું. તેને લાગે કે ઠીક છે. આ તો એનો ભાઇજ છે ને ? મને તે પ્રમાણે ગણે તો હું તો મારી જાતને ભાગ્યશાળી સમજું પણ મને લાગે છે કે હવે તો દહાડા ગણાય છે. જ્યારથી હું છુટો થયો છું ત્યારથી એક પણ ગામ એવું નથી ગયું કે, જ્યાં મેં મારા પકડવાની બુમ સાંભળી ના હોય. આજે સાંભળ્યું છે કે હું અત્રે જવાનો છું ત્યારે મને પકડવાનો છે. છતાં હજી સુધી તો પવન ખાઉ છું. સરકાર કાંઇ પણ રીતે આપણી ચળવળને દબાવી દેવા પ્રયત્ન કરી રહી છે.

### લડતના પ્રકાર

આપણી લડતના ત્રણ પ્રકાર છે. ( ૧ ) કાયદાનો સવીનય ભંગ ( ૨ ) બહીષ્કાર અને ( ૩ ) કર નહી આપવાની લડત. બીજા પ્રકારમાં પરદેશી કાપડની સાથે દારૂનો બહીષ્કાર પણ આવી જાય છે. ત્રીજો પ્રકાર જેથી સરકાર રાજ્ય ચલાવે છે તે રસ્તો બંધ કરવાનો છે.

## પ્રતીષ્ઠાનો પ્રશ્ન

મહાસભાએ મીઠાના કાયદાનો ભંગ કરવાની સલાહ આપી તેમાં તેનો હેતુ રહેલો છે. તમે અને સરકાર જાણો છો કે કરોડો ભાઈ બહેનોએ મીઠાના કાયદાનો ભંગ કર્યો છે. છતાં સરકારની દેન નથી કે તે તે બધાને જેલમાં લઈ જઈ શકે. કેટલાને લઈ જાય? પોલીસો પણ ક્યાંથી લાવે અને ખોરાક પણ ક્યાંથી લાવે? જો તેમ કરવા જાય તો તે કરી શકે તેમ નથી અને સરકારને પોતાની હાર થઈ છે એમ કબુલ કર્યા વીના ચાલેજ નહીં. કરોડોએ કાયદાનો ભંગ કર્યો છતાં તેમને અટકાવ્યા નથી. એટલે સરકારની પ્રતીષ્ઠા તો ગઈ છેજ એમાં કાંઈ શંકા નથી પણ આ સરકારને નાક કે પ્રતીષ્ઠાની કાંઈ પડી નથી તેને તો રાજ્ય કરવું છે. તેને સમાધાન કરવું નથી. હું તો જોતો આવ્યો છું કે કોઈ પણ સુધરેલી સરકાર ના કરે એવા કૃત્યો આ સરકારે કરવા માંડ્યા છે પ્રજાને હેરાન કરી, ગોળીઓ મારી. લાઠીઓ મારીને, વશ કરવાની નીતી તેણે આદરી છે એવો કોઈ પણ કાયદો નથી કે ગુન્હો કરનારને ત્યાં ને ત્યાં લાઠીઓથી માર મારવામાં આવે. સરકારે તો કાયદા ઉંચે મુક્યા છે અને પોલીસને કહ્યું છે કે મીઠું લઈ લો અને સ્વયંસેવકોને મારો આથી સરકારના મનમાં એમ છે કે પ્રજા બી જશે પણ હું સરકારને ચેલેંજ કરૂં છું કે જો તમારે રમત રમવી હોય તો કાયદેસર રીતે રમો અને જો તેમાં જીતો તો અમો હંમેશા ગુલામ રહેવા તૈયાર છીએ પણ હારો તો ગાંસડા પોટલા મુકી ચાલ્યા જાઓ.

સરકારે પોતાનું પોત પ્રકાસ્યું છે. જેટલે દરજ્જે આ લડત આગળ ચલાવીશું તેટલી જીત થવાની છે લાઠીઓનો

માર અને ગોળીઓ પણ ચલાવશે અને તે સહન કરીશું એટલે જરૂર આપણી જીત છે, જીત છે, અને છેજ એટલુ નક્કી સમજજો. કે આપણે જેટલો મહાત્માજીનો અહીંસાનો પાઠ સમજીશું અને સરકારને એમ જણાવી દઇશું કે જોઇએ તો બત્રીસ કરોડને મારો પણ અમે હાથ નથી ઉપાડવાના પછી તે કોની ઉપર રાજ્ય કરવાના છે ?

## મરવા તૈયાર થાઓ

જે અહીંસાની લડતને દાબી દેવા આવા જુલ્મના પગલા લેવા તૈયાર થાય છે તે જો હીંસા થાય તો શું ના કરે તમે હવે જેલોમાં જવા અને મરવા માટે તૈયાર થાઓ. અને માલમીલ્કત રહેદહે થાય તેની પરવા ના કરો. આપણે સ્વતંત્રતા મેળવવાનો નીર્ણય કર્યો છે લાખ બે લાખ કે કરોડો ખપી જાય તો પણ હીંદને સ્વતંત્ર કરવાનો આપણો નીર્ણય છે, પછી ગમે તેવા જુલ્મો થાય.

હું પરદેશી કાપડના બહીષ્કારને વધારે અગત્ય આપું છું. જો આપણે વીદેશી કાપડનો અને બ્રીટીશ માલનો બહીષ્કાર કરીએ તો અંગ્રેજ લોકોને રાજ્ય કરવાનું કાંઇ કારણ રહેતું નથી. તે તો પૈસાના પુજારી છે. અત્યારે દેશને પુરા પાડી શકીએ એટલા કપડાં નથી. માટે તમને બધાને વીનંતી કરૂં છું કે બધા સુતર કાઢવા તૈયાર થઇ જાઓ. પરદેશી કાપડનો બહીષ્કાર કરવા માટે બીજો ઉપાય નથી.

## એક વરસ કાપડ ના ખરીદો

આજે આપણા ઘણા કાર્યવાહકો જેલમાં ગયા છે, કેટલાક ઘાયલ થયા છે, આથી બીજો ઉપાય એ છે કે જેમ બને તેમ લોકો ઓછું કાપડ લે. જો બાર મહીના સુધી આપણે

કાપડ ખરીદવાનું બંધ કરી દઈએ તો આપોઆપજ બહીષ્કાર થઈ જાય. આ એક મને નવો ઉપાય સુઝ્યો છે અને તે હું રજુ કરૂં છું.

## સીગારેટ !

અત્યાર સુધી હું વીલાયતી સીગારેટ પીતો હતો પણ હવે અમેરીકન સીગારેટ પીવા માંડી છે. હું તો રહ્યો પાટીદાર એટલે તંબાકુ તો જોઈએજ. મને કાંઈ પ્રેમથી જીતતાં આવડતું નથી કે હું મહાત્માએ નથી. હું તો એક સામાને ગુંચવી ઘેરાવી અને પછીથી હેરાન કરવાવાળો માણસ છું. તેમ ના થાય ત્યાં સુધી મને શાંતી થાય નહી અને તેને સુખે સુવા દેવી નહી, એ ધર્મમાં માનનારો હું છું. દરેક ચીજ ખરીદતી વખતે આપણે જોવું કે તે હીંદમાં મળી શકે છે કે કેમ. જરૂરીઆતની હોય તો પણ તે વીલાયતી તો આપણને નાજ ખપે.

## ગુજરાતે પહેલ કરવાની છે

ત્રીજો પ્રકાર કર નહી આપવાનો છે, ગુજરાતે તેમાં પહેલ કરવાની જરૂર છે, ગુજરાત ધારે તો તે એકલુંજ હીંદુસ્થાનને સ્વતંત્રતા અપાવી શકે, મારી ઇચ્છા સફળ થશે એવી મને તો ખાત્રી થતી જાય છે. આજે આખા હિંદુસ્તાનની નજર ગુજરાત તરફ વળી રહી છે. અને જ્યારે આઝાદીનો ઇતીહાસ લખાવે ત્યારે ગુજરાતનું નામ ઇતીહાસના પહેલા પાના પર પહેલી લીટીપર હોઇ શકે.

અંતમાં ફરીથી તમને કહું છું કે, "આ પાર કે પેલે પાર, રખનેવાળા રામ, બસ અસ્તો."

## ગર્જના : ત્રીજી

બ્હેનો અને ભાઇઓ,

છેલ્લા દોઢસો વર્ષથી આપણે ગુલામગીરી ભોગવી રહ્યા છીએ. તમે મને ભલે હિંદની ધારાસભાનો પ્રમુખ ચુંટી કહાડો પણ સરકારના દુતો તો હમેશાં મારી પાછળ લાગેલાજ હોય એટલે હું નાના માણસોની તો હિંદમાં કેવી સ્થિતિ હોય એ સારી રીતે કલ્પી શકું છું. હિંદના ધારાસભાના પ્રમુખ પાછળ સરકારી દુતો ફરે, ને કયાં જાય છે, શું કરે છે, કોને મળે છે, તેને મળવા કોણ આવે છે એ બધી વાતની ચોકસી સરકાર રાખતી હોય, તો પછી સુરતના કાર્યકર્તાઓની શી દશા હોય તે હું સહેલાઇથી સમજી શકું છું.

### નસીબની બલીહારી !

એ ગુલામ સ્થિતિમાંથી છુટવાનો સમય ઇશ્વરે આપણને આપ્યો છે. દોઢસો વર્ષમાં તો કાચું સોનું પકવનાર આ દેશ દુનિયામાં ગરીબમાં ગરીબ થઇ ગયો, ભીખારીમાં ભીખારી થઇ ગયો. જે દેશમાં કરોડો ભાઇ બ્હેનો ભુખે મરે છે, એક વખત પણ ખાવાનું નથી મળતું; જે દેશમાં વસ્તીને જોઇએ તેના કરતાં બમણું અનાજ પાકે છે છતાં કરોડો ભુખે મરે. અને હિંદના લોકોને કપડાં પુરાં પડે ને પરદેશમાં પહોંચાડવાને એટલું રૂ પાકે છતાં લાખો, કરોડો માણસોને વસ્ત્ર ન મળે એ નસીબની બલીહારી છે.

## યોગીને મળેલી જેલ

**આ** દેશની આ સ્થિતિ અંગ્રેજ સરકારના દોઢસો વર્ષના રાજતંત્રથી થયેલી છે અને એ રાજતંત્ર આગળ ને આગળ ચલાવવા માટે, એને અહીં કાયમ ટકાવી રાખવા માટે હિંદના મોટામાં મોટા પુરૂષને, બલ્કે દુનિયાના મહાન પુરૂષને જેલમાં મોકલી દે છે. જે રાજતંત્રમાં કરોડો ભુખે મરે, કરોડોને વસ્ત્રો ન મળે અને જે રાજતંત્ર મહાત્મા ગાંધી જેવા યોગીને જેલમાં મોકલે એ રાજતંત્રનો નાશ ઇચ્છવો એ પ્રત્યે હિંદવાસી ભાઇ બ્હેનની ફરજ છે. આ રાજતંત્ર આપણાથી વધારે વખત સહન થઇ શકે એમ નથી. તેના કરતાં આ ધરતી જો જગ્યા આપે તો તેમાં સમાઇ જવું એ વધારે સુખકર છે. આપણું જીવન નકામું છે. આપણે ગુલામ જનમ્યા ને ગુલામ મરવાના. હવે આપણે શું કરવું ?

## આ આખી દુન્યાની સુલેહનો સવાલ છે

**મા**રો તો ચોક્કસ અભીપ્રાય છે કે હિંદુસ્તાનની સ્વતંત્રતાનો સવાલ એ માત્ર બ્રીટીશ સામ્રાજ્યનો સવાલ નથી, પણ આખી દુનિયાની સુલેહનો સવાલ છે, જ્યાં સુધી હિંદ સ્વતંત્ર નથી થયું, ત્યાં સુધી દુનિયાના લોકોને સુલેહ મળી શકવાની નથી. શાન્તી મળવાની નથી. અને અંગ્રેજ સરકારને આપણે કોઇ રીતે શાન્તી આપવી નથી ને આપણે શાન્તી રાખવી નથી. એનો અર્થ હિંસા કે બળવો કરવો એવો નથી. એનો અર્થ માત્ર એટલો કે જ્યાં સુધી હિંદને સ્વતંત્રતા નથી મળી, જ્યાં સુધી દુનિયામાં બત્રીસ કરોડ ગુલામોવાળો આ દેશ રહેવાનો છે, ત્યાં સુધી આપણે સુખે સુઇ શકીએ નહીં, ને બીજાને સુખે સુવા દઇએ નહીં, માત્ર સુખે ન સુવાથી

સ્વરાજ ન મળે, બીજાને સુખે સુવા ન દઈએ તેથી સ્વરાજ મળે. આપણી સ્વતંત્રતા માટેની લાયકાત તો ત્યારે સીદ્ધ થાય કે જ્યારે ગુલામીમાંથી છુટવાના પ્રયત્નથી આપણે સારી દુનિયાને સુખમાં સુવા ન દઈએ. આપણે સાચી ઉંઘ લઈએ ત્યારે બીજાને લેવા દઈએ. નહીં તો બન્નેને નહીં. ડગલે ને પગલે આ સરકારને હેરાન કરવી એ તમારો ને મારો ધર્મ છે. કોઈપણ રીતે અંગ્રેજ સરકાર હિંદમાં સુખે રાજ કરે એવી સ્થિતિ રહેવા દેવી ન જોઈએ. ચારે તરફથી એને ગભરાટમાં મુકી દેવી જોઈએ.

## મારો અને તમારો દેશ

અને હું જો મહાસભાની ચળવળને મહાત્માજીને બરાબર સમજ્યો હોઉં તો એ ચળવળનો અર્થ એ છે કે આ સરકાર પાસેથી સ્વતંત્રતા લેવા અને આપણે પજવીને, ગુંચવીને, સુખે સુવા ન દઈને સીધી રીતે આ સરકાર આપણને આપણા હક્કો પાછા આપે એ વાત આજે હવે હિંદમાં કોઈ માનતું નથી. ખરી વાત તો એ છે કે હિંદ દેશ મારો અને તમારો છે, અને દોઢસો વર્ષથી અંગ્રેજ સરકાર આ દેશ પચાવી પડી છે.

## આપણી લાયકાતનો સવાલ

અને જ્યારે આપણો દેશ પાછો માંગીએ છીએ ત્યારે એવો સવાલ ઉભો કરવામાં આવે છે કે તમે સ્વતંત્રતા માટે લાયક છો કે નહી? અરે હું લાયક કે નાલાયક હું તેમાં તારૂં શું લાગેવળગે છે? આ દેશ મારો છે, એ મારી પાસેજ હોઈ શકે, એનો કબજો બીજા પાસે નજ હોય એ વાત તો નાનું બાળક પણ સમજી શકે અને તેમાં જ્યારે આ

દેશની માલીકી પાછી લેવા શાન્તીમય લડત ચાલતી હોય ત્યારે સ્વતંત્રતાની લાયકાત પુછવાની શું કંઇ હિંદને ગુલામગિરી ભોગવવાનું લખી આપ્યું છે ?

**આપણે આત્મભોગ આપવો રહ્યો છે**

જો સરકાર આવા સવાલ ઉભા કરે તે આપણને આવી સ્વતંત્રતા—આપણા જન્મ સીદ્ધ હક્કો પાછા આપે એ વાત કોઇ હિંદી માને એમ નથી. એટલે સ્વતંત્રતા મેળવવા માટે તો આત્મભોગજ આપવો રહ્યો, અને તેટલા માટે મહાસભાએ આ મોટું યુદ્ધ ઇંગ્રેજ સરકાર સામે ઉભું કર્યું છે. એ યુદ્ધમાં ગુજરાતને મોટામાં મોટો ફાળો આપવાનો છે, એ વાત ગુજરાતના ભાઇ બ્હેનોએ ભુલી જવાની નથી. ગુજરાત એટલુંજ જો નિશ્ચય કરે તો આખા હિંદને સ્વતંત્ર કરી શકે એમ છે અને હું તમને ખાત્રી આપું છું કે અત્યારે હિંદમાં છેલ્લા બે મહીનાથી જે જાગૃતિ આવેલી છે, એ જાગૃતિનો સોમો ભાગ પણ સાચો હોય તો હિંદુસ્થાન આ લડતને અંતે સ્વતંત્ર થવાનું, થવાનું ને થવાનું છે.

**સત્યાગ્રહનો મંત્ર**

હું તો છેલ્લા પંદર દીવસ આખા હિંદમાં ફર્યો છું. જ્યાં જોઉં છું ત્યાં લાખો માણસો હિંદની સ્વતંત્રતાની વાતો કરતા બહાર નીકળી પડ્યા છે લાખો માણસો જેલ જવાને તૈયાર થઇ ગયા છે અને લાખો પોતાનો જીવ આપવા પણ તૈયાર થઇ ગયા છે. એટલે આ લડતના પરીણામ વિષે મને કોઇ જાતનો શક રહેતો નથી ગુજરાત આ લડતમાં આગેવાની ભોગવે છે સત્યાગ્રહનો મંત્ર આપનાર એક ગુજરાતી ભાઇ છે એ મંત્ર માત્ર હિંદુસ્તાનને માટે નહી

પણ આખી દુનીઆ માટે છે જો એ મંત્ર બરાબર સમજવામાં આવે તો દુનીઆમાં હંમેશને માટે મોટાં મોટાં યુદ્ધો બંધ થાય.

## લોર્ડ રીડીંગનો ગભરાટ

આ લડતમાં ગુજરાતની શી ફરજ છે? મહાત્મા ગાંધીજી જેલમાં છે આપણા બીજા નેતાઓ પણ જેલમાં છે થોડા ઘણા કાર્યકર્તા બાકી રહ્યા છે તેમના પણ હવે થોડાજ દહાડા બાકી છે સરકારે આ વખતે પોતાની પોલીસી બદલી છે. ૧૯૨૧ ની સાલમાં જ્યારે આપણે અસહકારની લડત ચલાવતા હતા, ત્યારે સરકારે આપણા હજારો ભાઇબ્હેનોને જેલમાં પુરેલા તે વખતે લોર્ડ રીડીંગ જેવો વાઇસિરોય પણ ગુંચવાયલો ને સમાધાની માટે ફરતો હતો, અને રાઉન્ડટેબલ કોન્ફરન્સ માટે ઇચ્છા જાહેર કરી હતી. બધા માણસો જેલમાં જવા તૈયાર હતા ને જેલમાં જગ્યા નહોતી. સરકાર ગુંચવાઇ ગયેલી કે શું કરવું? અને મહાત્મા ગાંધી પાસે માંગણી કરેલી કે જો તેઓ રાઉન્ડટેબલ કોન્ફરન્સ સ્વીકારે તો તે માટે લોર્ડ રીડીંગ તૈયાર હતા.

## ચઉરીચઉરાવાળો બનાવ

આ દરમિયાન ચઉરીચઉરામાં ખુનામરકી થઇ. તે વખતના મહાત્માજીના વિચારો પ્રમાણે તેમણે એકદમ એક ફતવો બહાર પાડ્યો કે આખા હિંદમાં એ લડત બંધ કરી દેવી. એ લડતને અંગે આપણે હારી ગયેલા એવું નહોતું ને તે કારણે લડત બંધ થઇ નહોતી, પણ માત્ર મહાત્મા ગાંધીજીના શબ્દને લીધે આખા હિંદમાં એકજ દિવસે એ લડત બંધ કરવામાં આવી. ત્યારે હું મહાસભાનો

સેક્રેટરી હતા અને બારડોલીમાંથીજ એ ફતવો બહાર પડેલો. હું પણ ત્યારે બારડોલીમાં હતો. મેં તો મહાત્માજીને બે હાથ જોડીને આજીજી કરેલી કે એક ચઉરીચઉરા થયું તેમાં તમે આખા હિંદની લડત શા માટે બંધ કરો છો ? પણ અહિંસાના તત્વ ઉપર એમનો એટલો બધો વિશ્વાસ અને લડતમાં હિંસાનો જરાયે પગપેસારો થાય તે એમનાથી ન સાંખી શકાય તેથી એ લડત તે વખતે બંધ થઇ એટલે ૧૯૨૧ માં આપણે ડરી ગયા નહોતા પણ દેશમાં જોઇએ એવો શાંતીનો મંત્ર પ્રસર્યો નથી એવી મહાત્માજીની સમજ થયેલી ને એ મંત્રને અહિંસાનું તત્વ વધુ પ્રમાણમાં ઉતરે તે માટે લડત બંધ કરવામાં આવેલી.

પણ આ સરકારે મહાત્માજીને એકજ મહીનામાં બદલો આપ્યો, લડત બંધ થયા પછી તેમને પકડયા અને છ વર્ષની સજા કરી એટલે કે એક કતવાથી જેણે સરકાર સામેની આખા દેશની લડત બંધ પાડી તેનો બદલો આપ્યો. આ વખતે મહાત્માજી દેશમાં કોઇ કોઇ જગ્યાએ અશાંતિ થાય છે તેથી એટલા બ્હીતા નથી એ આપણે જાણીએ છીએ. કેટલાક આ વાત કહેતાં બીએ છે પણ એ વાત સાચી છે. નથી બ્હીતા એનું કારણ એટલું કે મહાત્માજીના જે કાર્યકર્તાઓ છે જેઓ લડતમાં ખરા અંતઃકરણથી ભાગ લે છે તેઓમાં તો પુરી શાંતિ અને અહિંસા છે.

## લાઠીરાજ

હું જોઇ રહ્યો છું કે દેશના કેટલાંક ગામોમાં સરકારે આજે નવી પોલીસી અંગીકાર કરી છે તેને પરીણામે આપણા નિર્દોષ અને શાન્તિ સ્વયસેવકોને લાઠીના મારથી

પોલીસ ઘાતકી રીતે સજા કરે છે. ૧૯૨૧ ની જેલમાં મોકલવાની પોલીસી મુકી દઇ ટોચના જે કાર્યકર્તાઓ છે, તેમને પકડીને પુરી દેવા માંડયા છે અને બાકીના સ્વયં-સેવકોને લાઠીથી ગમે તેમ મારે છે. અને મેંતો આ વસ્તુ નજરે જોઇ છે. હું કલકત્તા ગયો હતો. ત્યાં સભા અને સરઘસોની બંધી થઇ છે. કલકત્તા શહેરમાં ૧૪૪ મી કલમ લાગુ કરવામાં આવી છે, પણ રસ્તા ને પ્લેટફોરમો એ કંઇ બંધ ન હતા. એટલે મારા જવાનો તાર ગયો તેથી હજારો માણસો મને સ્ટેશને મળવા આવ્યા; એટલી ગીરદી કે જેની વાત નહીં. હું મારે ઉતારે જવા નીકળ્યો, પણ ભારે ગીરદીથી મોટર ધીડીને વેગે ચાલતી હતી. દસ મીનીટ પછી એક ગોરી ચામડીવાળો સીપાઇ આવ્યો ને મને કહ્યું કે કલકત્તામાં સરઘસની બંધી છે તે તમે જાણો છો ? મેં કહ્યું હું જાણું છું. પણ આ કંઇ સરઘસ નથી. લોકો તો હું આવવાનો છું, એ જાણીને મને મળવા આવ્યા છે ને હું ઉતારે જાઉં છું, રસ્તો થશે એટલે મોટર ઝડપથી ચાલશે, સરઘસ તો રસ્તા નક્કી કર્યા હોય ને આગળ પાછળ લોકો ચાલતા હોય તેને કહેવાય. એટલે બહું સારૂં સાહેબ ઉતાવળથી લઇ જજો એમ કહીને એ ગયો પછી ગીરદી ઓછી થઇ મોટર જરા ઝડપથી ચાલી પણ લોકોએ આગળ પાછળથી દોડવા માંડયું. પંડીત માલવીયાજીના પુત્ર ગોવીંદ માલવીયા મારી સાથે હતા અને મી. ખેટન નામના એક મારવાડી ગ્રહસ્થ હતા. ટોળું તો ઓછું થયું હતું. પણ એટલામાં ૫–૭ ઘોડેસ્વારો દોડતે ઘોડે આવ્યા ને તેમની સાથે બે ત્રણ ગોરા અમલદાર આવ્યા–આવીને મારી મોટર સામે કોરડન કરી, અને આગળ પાછળના લોકોપર

હિંદી પોલીસો લાઠીથી તુટી પડયા. પેલા ગોરાઓ મારી મોટર પાસે આવ્યા ને ગોવીંદ માલવીયા "હવે ટોળું ઓછું થશે ને મોટર જલદી ચાલી જશે" એમ કહેવા મોટરમાંથી ઉતરતા હતા તેમને લાઠીના સપાટા મારવા માંડ્યા. તેમને એક માથામાં, એક બરડા પર ને ચાર પાંચ પગ ઉપર ફટકા પડયા અને તેઓ સહેજ બેભાન થઇ મોટરમાં ઢળી પડયા તે પછી તો ચારે તરફ લોકોપર લાઠીના ફટકા પડવા લાગ્યા. એમાં કેટલાને વાગ્યું તે મને ખબર નથી. ઘેર આવ્યા ને માલવીયાની સારવાર કરી.

## સામાજીક બહીષ્કાર

એટલે હું એમ કહેવા માગું છું કે ગુજરાતમાં આપણે સરકારી નોકરોનો સામાજીક બહીષ્કાર ઉપાડયો છે તે સંબંધી એવી ટીકા થાય છે કે એતો બહુ જુલ્મ થઇ ગયો. પણ જ્યાં આવા જુલ્મો સરકારી નોકરો કરે તો એવા સરકારી નોકરોની શું પુજા કરવી? જે સરકારી નોકરો ગેરકાયદે. વગર કારણે, ઘાતકી રીતે સ્વયંસેવકોને મારે, આપણી લડત પ્રત્યે સહાનુભુતી રાખનારાઓ સાથે ન છાજતું વર્તે એવા સરકારી નોકરોને બીજી કઇ સજા આપણે કરી શકીએ. આપણી લડતમાં સીદ્ધાંત પ્રમાણે આપણાથી જવાબમાં સામો ઘા તો થાય નહિ, એટલે શાંતીમય માર્ગ તો સામાજીક બહીષ્કારનોજ છે. એ શીવાય બીજો રસ્તો કયો? એટલે જે સરકારી નોકરો આપણા ભાઇ બહેનો પ્રત્યે ગેર-કાયદે અને ઘાતકી વર્તન ચલાવે તેમનો સંપુર્ણ બહીષ્કાર કરવો એ આપણી ફરજ છે—ધર્મ છે. એટલુંજ નહી પણ જો એક ગામના લોકો નીશ્ચય કરે કે પોલીસ પટેલે નોકરી

કરવી નહી, ને ગામનું ન માની પટેલ રાજીનામું નહી આપે તો શું ગામના લોકો કંઇ ઉપાય ન લે? પટેલ પહેલો ગામનો નોકર છે પછી સરકારનો, પટેલ, તલાટી કે રાવણીયાએ રાજીનામું આપવું એમ ગામ લોકો ઇચ્છે ને તેઓ તે પ્રમાણે ન કરે તો તેમનો સામાજીક બહીષ્કાર એ ધર્મ છે. સામાજીક બહીષ્કાર કયે પ્રસંગે અને કેટલે દરજ્જે કરવો એ વાત ઉપર બહુ ટીકા થઇ છે. હમણાં એક નવો ફતવો પણ બહાર પડયો છે. પણ હું કહું છું કે આપણા ભાઇઓ જેઓ અંગ્રેજ સરકારની નોકરી કરે છે, તેઓ જો શીધી રીતે ન ચાલે તો તેમનો સામાજીક બહીષ્કાર કરવો એ આપણી ફરજ છે. દરબાર ગોપાળદાસ જેવાને બે વર્ષની સખત કેદ જે માજીસ્ત્રેટ કરે તેનો સામાજીક બહીષ્કાર ન થાય તો બીજું શું થાય?

### સરકારના પાપ વધતા જાય છે

નિશસ્ત્ર અને શાન્ત સત્યાગ્રહીઓ ઉપર જેમ જેમ માર પડતા જશે તેમ તેમ પાપનો પ્યાલો ભરાતો જશે. આપણે ઘણાં પાપો કર્યાં છે, કરોડોને અત્યંજ ગણી આપણે હડધુત કર્યા છે. પણ હવે આપણાં પાપ ધીમે ધીમે ધોવાતાં જાય છે. અંગ્રેજ સરકારના પાપનું ત્રાજવું નમશે ત્યારે તેને ભારે પડશે. એટલે સરકારની નવી નિતી ફાયદાકારક છે. અને એમાં આપણી શાન્તિની પરીક્ષા રહેલી છે.

### ગુંડારાજ

આ સાથે એટલું પણ લક્ષમાં રાખજો કે અંગ્રેજ સરકારના રાજ અને આપણા સ્વરાજની વચ્ચે એક બીજું પણ રાજ્ય છે જેને મહાત્માજી ગુંડારાજ કહે છે. ગુંડારાજ

પુરૂં થયે સ્વરાજ આવશે, જેને અંધાધુંધી કહે છે તેવો જમાનો આજે ચાલે છે અને ક્રાંતિ થાય ત્યારે એમજ બને અંધાધુંધી પછી શાંતિ થાય. ગમે તેને ફટકા મારવા, ગોળીએ દેવા ને ન્યાય બ્યાય બધું આકાશમાં–એવી સ્થિતિમાં આપણી લડત હમણાં ચાલી રહે છે.

### કર નહીં ભરવાની લડત

ગુજરાતે ત્યારે શું કરવું ? મારો પોતાનો મત તો એવો છે કે મહાત્મા ગાંધીજી જ્યાં સુધી જેલમાં છે ત્યાં સુધી એક પણ પૈસો આ રાજતંત્ર ચલાવવા માટે હિંદુસ્તાનના ખેડુતો સરકારને આપે નહીં. લોકો કેટલે દરજ્જે મહેસુલ નહીં આપવા તૈયાર છે એતો પ્રાંત પ્રાંતના કાર્યકર્તાઓ જાણે. હું તો પાંચ વર્ષ જેલમાંથી છુટીને આવ્યો છું એટલે મને કશી ખબર નથી. હું જેલમાં હતો પણ મેં ત્યાં એક એવું કામ નથી કર્યું કે એક શબ્દ એવો નથી ઉચ્ચાર્યો કે જેથી મારા દેશને શરમાવું પડે. ત્યારે પહેલો પ્રોગ્રામ મહાત્મા ગાંધીને છોડે અને મહાસભા હુકમ કરે એટલે મહાત્માજી હુકમ કરે કે જમીન મહેસુલ આપો ત્યારેજ હિંદના ખેડુતો સરકારને જમીન મહેસુલ આપે, ત્યાં સુધી કર નહીં ભરવાની લડત ચાલવી જોઇએ. આખા હિંદમાં આ લડત ચાલી શકે કે કેમ એ દરેક પ્રાંતે વીચારવાનું છે. પરંતુ ગુજરાત પાસે મોટામાં મોટી આશા રખાય છે. આખું હિંદુસ્થાન હિંદના નેતાઓ અને મહાત્માજી ગુજરાત પાસે આશા રાખીને બેઠા છે. તો ગુજરાતના ખેડુતો એ લડત ઉપાડવા તૈયાર છે કેમ ? ગુજરાત દાખલો બેસાડે તો હિંદ તેને અનુસરશે. ગુજરાતના ખેડુતો જમીન મહેસુલ બંધ કરવા તૈયાર હશે

ત્યારે હું ગુજરાતમાં બેસીને કામ કરવાનો વીચાર કરીશ. બારડોલીના લોકો એ માટે તૈયાર છે એમ કહી કુંવરજીએ મારી સલાહ માગી ને મેં તેને ચોખ્ખું કહ્યું છે કે જો લોકો તૈયાર હોય તો તેમને કહી દેવું કે મહાત્માજી છુટે નહીં ને છુટીને આજ્ઞા આપે નહીં ત્યાં સુધી મહેસુલ ભરવાનું નથી. ઇન્કમટેક્ષની વાત તો પછી છે. આપણને તો ગરીબો–ખેડુતો અને મજુરોનું સ્વરાજ જોઇએ છે. મુડીવાદીઓનાં દીલ આ ચળવળ સાથે છે એમ માનશો નહીં એ તો સામાજીક બહી-ષ્કાર અને પ્રજામતની બીક કે બીજાં કારણોથી ઉપર ઉપરની સહાનુભુતિ બતાવે છે. તેથી ગુજરાત માટે પહેલો કાર્યક્રમ એ છે કે મહાત્માજી છુટી આવીને આજ્ઞા આપે નહીં ત્યાં સુધી જમીન મહેસુલનો એક પૈસો ભરવો નહી.

---

## ગર્જના : ચોથી

**[ ધારાસભાના પ્રમુખપદનું રાજીનામું આપતી વખતે ના૦ વાઇસરોયને તા. ૨૫–૪–૩૦ મીએ લખેલો પત્ર. ]**

દેશની છુટાપણાની લડતમાં સામેલ થવા માટે પ્રેસીડેન્ટ પટેલે આજે વડી ધારાસભાના પ્રેસીડેન્ટ અને સભાસદ તરીકેનું રાજીનામું આપ્યું હતું.

રાજીનામાના પોતાના પત્રમાં તેઓએ એસેમ્બલિના પહેલા પ્રમુખને પોતાના ઓદ્ધાની ફરજો બજાવતાં ભોગવવી પડેલી મુશ્કેલીઓ અને અડચણો જાહેર કરતાં તેઓ રાજીનામાના કારણો પણ જણાવે છે.

મી૦ પટેલ જણાવે છે કે ૧૯૨૫ થી તેઓએ પ્રમુખ તરીકે સંપૂર્ણ અપક્ષપાતપણું અને સ્વતંત્રતા જાળવી હતી અને કોઇપણ પ્રસંગે તેઓ અંગત લાગણીથી દોરવાયા હતા નહીં.

ઉપલા એ નિયમોને પરીણામે તેઓ ઉપર નોકરશાહીનો ખોફ ઉતર્યો હતો. સાધારણ બાબતોમાં નોકરશાહીએ ઉપલા નિયમો ચલાવી લીધા હતા પણ અગત્યના સવાલોમાં તેથી ઉલટું જ બન્યું હતું.

"મેં તેઓને બીલકુલ મચક આપી હતી નહી અને હું નોકરશાહીનો એક ભાગ બન્યો હતો નહી; કે જેને પરીણામે ખાસ કરીને છેલ્લા ત્રણ વરસો દરમ્યાન મારી સતાવણીઓ થઇ હતી અને મને ચાલુ હેરાન કરવામાં આવ્યો હતો. મારે માટે પ્રમુખ તરીકેનો હોદ્દો ચાલુ કાંટાના બીછાના સરખો થઇ પડ્યો હતો."

"નોકરશાહી મને સાંસારીક મેળાવડામાંથી બોયકોટ કરવાની હદે પણ ગઇ હતી. છાપાઓમાં થયેલા સખ્ત હુમલાઓને તેઓએ નહીં વિચારી શકાય તેવી ભાષામાં ટેકો આપ્યો હતો. હું વળતો જવાબ આપી શકું અથવા તો બોલી શકું તેમ ન હતું અને મને ગંભીર ચુપકીદી વચ્ચે સઘળું ખમવું પડયું હતું."

"તમો નામદારને ખાનગીમાં આ સઘળું કહેવામાં ફક્ત મને રાહત મળતી હતી."

"પ્રમુખની સત્તા ઉતારી પાડવાની તેઓ કોશેષ કરી રહ્યા હતા અને પ્રમુખની સામે ગાળાગલોચ કરવા અને તેઓને ખોટા આકારમાં રજુ કરવાનો ધંધો લઈ બેઠેલી

ટોળીને નોકરશાહી ઉત્તેજન આપતી હતી. પ્રમુખ સામેની આવી હલકટ લડત માટે છાપાઓમાં કોલમોની કોલમ કાગળ પાડવામાં આવી હતી અને તેને પરીણામે પ્રમુખ હિંદી સરકારના વડા મથકમાં અને તે સાથે આખા હિંદના અંગ્રેજોની આંખમાં અળખામણા થઇ પડયા હતા અને તે એટલી હદે કે હવે પ્રમુખ હોદ્દા ઉપરથી દુર થવાથી ગોરાઓને રાહત મળશે અને વળી ખુશાલી પણ ઉપજશે. તેઓનું એક કામ વાઇસરોયની નજરમાં મને હલકા પાડવાનું હતું અને તેમાં તેઓ કેટલી હદે ફતેહ પામ્યા હતા તે કહેવાનું કામ મારૂં નથી.”

મી૰ પટેલ વધુમાં જણાવે છે કે તેઓની હીલચાલો ઉપર નજર રાખવામાં આવતી હતી અને તેઓની ચાલુ ચુંક પકડવામાં આવતી. આ સઘળું તેઓને હેરાન કરવા માટે હતું કે જેથી કંટાળાના માર્યા તેઓ રાજીનામું આપી દે અને તેથી હીંદના દુશ્મનોને એવું દેખાડવાની નેમ હતી કે હીંદીઓ હોદ્દા ધરાવવાને લાયક હતા નહી.

સરકારી હોદ્દેદારોને મી૰ પટેલને ચલાવી લેવા પડતા હતા કારણ કે ધારાસભાની સીધી દરખાસ્ત સીવાય તેઓને હોદ્દા ઉપરથી ખસેડી શકાય તેમ હતું નહી અને તે માટે તેઓ કદી પણ બહુમતી ધરાવતા હતા નહી અથવા કદાચ વાઇસરોય સહેલાઇથી આવી દરખાસ્ત રજુ કરવા દે પણ નહી.

“આ સઘળી મુશ્કેલીઓ છતાં હું હોદ્દાને વળગી રહ્યો હતો કારણ કે હું માનતો હતો કે તેમ કરીને હું મારા દેશની સેવા બજાવતો હતો.

સારે નશીબે જ્યારે આયંદે ભંગાણ પડયું ત્યારે મારી

ફતેહ થઈ હતી અને તેઓ હાર્યા હતા. મારે ઠેકાણે જો કોઈ નબળો પ્રમુખ હોત તો તેણે રાજીનામું આપ્યું હોત અથવા તો તે નોકરશાહીને નમી ગયો હોત. મેં આ બંનેમાંનું કશું કર્યું હતું નહીં પણ મારા હોદ્દાને વળગી રહીને એવા દાખલાઓ અને કનેવેન્સનો બેસાડયાં હતાં; અને ચુકાદા આપ્યા હતા કે જે હું ધારૂં છું તે કોઈપણ દેશની રાજસભા ને ઝેબ આપે તેવા હતા.''

મી૦ પટેલે વધુમાં જણાવ્યું હતું કે મુશ્કેલી અને અંકુશો છતાં તેઓ ઘણે દરજ્જે પ્રમુખના હોદ્દાની સત્તા અને દરજ્જો અને હક્કો બળવાન નોકરશાહી સામે જાળવી શકયા હતા. આ કંટાળાભર્યાં પાંચ વર્ષો દરમ્યાનની મુસીબતોને સબબે તેઓની તબીઅતને ગંભીર નુકશાન થયું હતું પણ તેઓને સધીઆરો એ હતો કે તેઓ પોતાના દેશબંધુઓનો વિશ્વાસ જાળવી શકયા હતા.

તેઓ કોઈ ચોક્કસ શખશોને ઠપકો આપવાનું ઇચ્છતા હતા નહીં પણ તેઓની ફરીયાદ રીતિની વિરૂદ્ધ હતી કે જેની રૂએ આવી કંગાળ ચળવળો ચાલી શકતી હતી અને તે રીતિ જેમ જલ્દીથી દૂર કરવામાં આવે તેમ સઘળાઓ માટે તે બહુ સારૂં હતું.

મી૦ પટેલ જણાવે છે કે સઘળી સતાવણીઓ અને હેરાનગતીઓ છતાં પણ જો તેઓને લાગ્યું હોત કે હોદ્દા પર રહેવાથી તેઓ દેશની સારી સેવા બજાવી શકતા હતા તો તેઓ હજી પણ હોદ્દાને વળગી રહ્યા હોત પણ તેઓની ખાત્રી થઇ હતી કે ફેરવાયેલા સંજોગો વચ્ચે હવે તેઓ પ્રમુખ તરીકે કાંઇ પણ ઉપયોગી થઇ પડનાર હતા નહીં.

કોન્ગ્રેસમેનો અને ત્યારબાદ નાખુશ એસેમ્બલિ ઉપર પસંદગીની જકાત જબરીથી ઠસાવવા માટે માલવીયાજી અને તેઓના અનુયાયીઓએ રાજીનામાં આપવાથી હવે ધારાસભામાં પ્રતીનીધિત્વ રહ્યું હતું નહી. અને ગવરમેન્ટ ઑફ ઇન્ડીઆ એક્ટની રૂએ મળેલું મતાધીકારનું છુટાપણુ પણ છીનવી લેવામાં આવેલું હોવાથી વધુ વખત પ્રમુખના હોદ્દા ઉપર રહેવાનું તેઓ ઇચ્છાજોગ ધારતા હતા નહી.

કહેવાની કશી જરૂર હતી નહીં કે હવે પછી એસેમ્બલિ ફક્ત કારોબારીઓની ડીક્રીઓ અમલમાં મેલવાને માટે જ રહેશે અને જો તેવા એક મંડળના પ્રમુખ તરીકે બીરાજીને હું તેને ખોટી અગત્યતા આપું તે મેં દેશની ગેરસેવા કરેલી ગણાય.

" ૨૧ મી જાન્યુઆરીના એસેમ્બલિ જોગ મેં મારા ખુલાસામાં જણાવ્યું હતું કે પ્રેસીડેન્ટ કોઇ રાજદ્વારી પારટીના મેન્ડેટ મુજબ કામ કરી શકે નહીં. અને એવો પણ મામલો ઉભો થાય કે દેશના મોટા લાભો માટે વધુ છુટાપણાની સ્થીતિ ઉપર પ્રેસીડેન્ટને પાછા ફરવું પડે. "

મી૦ પટેલ જણાવે છે કે આવો મામલો ઉભો થયો છે.

"મારૂં લોક છુટાપણાની મોત અને જીવનની લડતમાં પડયું છે. ચાલુ જમાનાના સૌથી મહાન પુરૂષ મહાત્મા ગાંધીની આગેવાની હેઠળ કોંગ્રેસ સવિનય ભંગની લડત ઉપાડી લીધી છે. મારા સેંકડો જાણીતા દેશબંધુઓ નામદાર શાહેનશાહની જેલોમાં પડયા છે. જરૂર પડતાં હજારો

શખ્સો જીવ આપવા તૈયાર થયા છે અને લાખો લોકો આ મહાન લડતની ફતેહ માટે જેલમાં જવા તૈયાર થઈ રહ્યા છે. આવે ટાંકણે મારી યોગ્ય જગ્યા મારા દેશબાંધવો સાથે હોવી જોઈએ કે જેઓ સાથ મેં ખભે ખભું જોડી ઉભા રહેવાનો નિશ્ચય કર્યો છે અને નહીં કે એસેમ્બલિના પ્રમુખ તરીકે."

મી૰ પટેલે વાઇસરોયને યાદ આપી હતી કે તેઓએ લોર્ડ અરવિનના રાજ્ય અમલ દરમ્યાન હિંદનો સંસ્થાનો મુજબના સ્વરાજનો હક્ક સ્વિકારવામાં આવે અને આવા મામલો નહીં ઉભો થાય તે માટેની કોશેષો કરી હતી. (આ માટેની કોશેષોને લગતો એક પત્ર મી૰ પટેલે વાઇસ-રોયપર મોકલ્યો હતો જે હજી પ્રગટ થયો નથી.)

મી૰ પટેલ કબુલે છે કે વાઇસરોયની મદદને પરીણામે હિંદને વધુ આફતો ખમવા વગર તેનો સ્વરાજનો વ્યાજબી હક્ક મળશે પણ ઇગ્લંડ અને હિંદમાં બનેલા બનાવોથી તેઓની તે આશા દુર થઇ હતી અને હવે હિંદ ચોકસ અનુમાન ઉપર આવ્યું હતું કે આર્થિક છુટાપણા માફક હૃદય પલટો અને સંસ્થાનો સરખા સ્વરાજ એ ખ્યાલી વાતો હતી. હિંદનો વ્યાજબી દાવો સ્વિકારવાને બદલે એક મહાન પ્રજાના કાયદેસરના આદર્શો કચડી નાખવા માટે હિંદી સરકાર ઝનુની જુલમાટની નીતિ ધારણ કરી રહી હતી.

## ગર્જના : પાંચમી

**[ ધારાસભાના પ્રમુખપદનું રાજીનામું આપ્યા પછી નામદાર વાઇસરોયને લખેલો પત્ર ]**

**વ્હાલા લોર્ડ ઇરવીન,**

તા. ત્રીજી એપ્રીલે તમને હું મળ્યો ત્યારે મેં જે કારણો વીગતવાર દર્શાવ્યા હતા અને જે કારણો મેં સાથેના પત્રમાં રજુ કર્યાં છે તે કારણોસર વડી ધારાસભાના પ્રમુખ તરીકેના માની દરજ્જાથી નહી પણ એક સાચા મીત્ર તરીકે, આજે જ્યારે રખે તમારૂં એક પગલું મામલો હાથથી જાય એવું અને એવા કાયદાથી તમે ગુંચવાયા છો ત્યારે કેટલીક બાબતો તમારા ધ્યાન પર લાવવાની હું મારી ફરજ સમજું છું.

હિંદુસ્થાને સ્વતંત્ર થવાનો નિશ્ચય કર્યો છે; અને ગમે તેવી ભારે મુશ્કેલીઓ તેના નિર્ધારની આડે નહીં આવે. કેદખાનાઓ જે ગુનેહગારો માટેનું નિવાસસ્થાન ગણાય છે તેમને હિંદીઓ કેમ અને શા માટે યાત્રાસ્થાન માને છે તે અંગ્રેજો કદી સમજી શકશે નહીં. ને એક જાહેર પુરૂષ જે દેશની સ્વતંત્રતા મેળવવા માટે જેલમાં જાય તે નિરર્થક તો નહીંજ. દેશને ખાતર સહન કરવું એ હવે ઘણા હિંદીઓ નો ધર્મ થઇ પડયો છે. અને જ્યાં સુધી સ્વતંત્રતા નહી મળે ત્યાં સુધી આ સહન કરવાની વૃત્તિ ચાલુજ રહેશે.

### વાઇસરોયને આપેલી સલાહ

જ્યારથી આપે હીંદના વાઇસરોયનું પદ લીધું ત્યારથી હિંદના ભાવી પ્રશ્ન તથા બ્રીટન સાથેના સબંધ વીષે બીજા

કોઇ હિંદીને નહી મળ્યો હોય એવો હકક મેં ભોગવ્યો છે. આપે મુંબઇમાં પગ મુકયો ત્યારથી, અહીંની સાચી પરીસ્થીતિ વીષે આપને માહીતગાર રાખવાનુ મેં શરૂ કર્યું હતું. તે દીવસે મેં ઘણો વખત વાત ચીત કરી, આપને અસહકારની ચળવળ સને ૧૯૨૦ માં કેવી રીતે શરૂ થઇ તેણે કેટલી સીધ્ધી મેળવી અને આખરે તે કેવી રીતે નીષ્ફળ ગઇ તે જણાવ્યું હતું. મેં આપને એમ કહયું હતું કે તે વખતે તો એ ચળવળ નીષ્ફળ ગઇ છતાં કાંગ્રેસ દેશની સૌથી વધુ પ્રતિનિધિત્વવાળી સંસ્થા છે. ગાંધીજી હજી હિંદી રાજકરણમાં જીવતી જાગતી વ્યકતિ છે. તેઓ માત્ર તકની રાહ જોઇ રહ્યા છે. હિંદમાં તેના વધારે અનુયાયીઓ છે અને તેઓ સામુદાયીક ચળવળને દોરવાને સૌથી લાયક છે. મેં તેમની સાથે સંબંધમાં આવવાની વ્હેલામાં વ્હેલી તક લેવાની જરૂર વીશે અને તેમના સહકારથી હિંદના પ્રશ્નનો નિકાલ લાવવાના પગલા લેવા આગ્રહ કર્યો હતો. તે વખતે તમે આ ભૂમીમાં અજાણ્યા જેવા હતા તેથી તમે કાંઇ પણ અભિપ્રાય આપ્યો ન્હોતો.

### કોંગ્રેસના બળ વીષે વાઇસરોયની શંકા

**પ**છીથી આપ કહેવાતા બંધારણવાદીઓ અને આપની સીવીલ સર્વિસના સંબંધમાં આવ્યા તમે દેશમાં જુદા જુદા અભિપ્રાય ધરાવતા રાજ્યદ્વારીઓને મળ્યા જે લોકો આપની પાસે નહી આવ્યા તે કોંગ્રેસવાદીઓ મહાત્મા ગાંધીજીના અનુયાયીઓ હતા. પછી આપણી વાતચીત વખતે રાજકીય ક્ષેત્રમાં ગાંધીજીની હાકલ વાગે છે અને કોંગ્રેસે દેશમાં પોતાનું બળ ગુમાવ્યું નથી તે વીષે શંકા બતાવી નથી મને લાગ્યું

કે તમે મારી સલાહપર યોગ્ય વજન આપતા નથી અને તમને ખોટી રીતે સલાહ આપવામાં આવી છે. મેં તે વખતે આપને કહ્યું હતું કે ગાંધીજી ટુંક વખતમાં સામુદાયીક ચળવળ શરૂ કરશે અને આપની મરજી વિરૂદ્ધ, આપને દમનનીતિ ચલાવવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થશે. હું જાણતો હતો આવી સલાહ આપવામાં હું એકલોજ હતો અને આપ હું કહું તે સ્વીકારશો નહીં.

## બર્કનહેડને ચેતવણી

સને ૧૯૨૭માં હું ઇંગ્લંડ ગયો ત્યારે મેં ના૦ શહેનશાહ, લોર્ડ બર્કનહેડ તથા ઇંગ્લંડના આગેવાન માણસોને મેં એજ વાત કહી હતી. બંધારણના વધુ સુધારા વીષે લોર્ડ બર્કનહેડ સાથે વાત કરતાં મેં તેમને કહ્યું હતું કે જવાબદાર રાજતંત્ર તાત્કાળીક સ્થપાય નહી તો પરીસ્થિતિને પહોંચી વળાશે નહી. એમ કરવામાં વધુ વિલંબ થવાથી ગુંચવણો ઉભી થશે અને બે દેશોના સંબંધમાં ગંભીર ભય થશે. હિંદના બચાવ વીષેની મુસ્કેલીઓ મને બતાવવામાં આવી હતી, ત્યારે મેં કહ્યું હતું કે, "જ્યાં ઇચ્છા છે ત્યાં રસ્તો મળીજ રહેવાનો" અને જો ઇંગ્લંડ, જોઇતા અમલદારોની પાંચ વર્ષની મુદત માટે નક્કી થયેલી સર્તે લોન આપે તો એ બચાવની કહેવાતી મુસ્કેલીઓ દુર થશે. મેં તેમને ચેતવણી આપી હતી કે, કોંગ્રેસને સંતોષ મળે તે મુજબ, હિંદના પ્રશ્નનો વિના વિલંબે ઉકેલ નહીં થાય તો સને ૧૯૨૧ ના કરતાં પણ વધુ મોટા પાયાપર સને ૧૯૩૦માં અસહકાર અને સવિનયભંગની લડતનો સામનો કરવા ઇંગ્લંડે તૈયાર રહેવું જોઇશે.

## સાયમન કમીશનનો બહીષ્કાર

ઇંગ્લંડથી આવ્યા પછી આ બધું મેં આપને ફરીથી જણાવ્યું હતું. એ કે ત્રણ મહીના પછી, મને એ જાણીને દુઃખ અને અજાયબી થઇ કે બ્રિટિશ સરકારે, સાયમનના નામથી ઓળખાતું ગોરૂં કમીશન નીમ્યું. મને લાગ્યું કે મારી બધી સલાહ 'ભેંસ આગળ ભાગવત' જેવી નીવડી હતી. મારા દેશની મોટી બહુમતીએ કમીશનનો બહીષ્કાર કરવાનો ઠરાવ કર્યો અને બહીષ્કારની ચળવળમાં મારા દેશ બંધુઓની સાથે ઉભું રહેવા મેં પણ રાજીનામું આપવાનો વીચાર કર્યો હતો. હિંદના વાઇસરોય તરીકે નહીં પણ એક મીત્ર તરીકે મેં આપની સલાહ લીધી ત્યારે આપે મને રાજીનામું નહીં આપવા સલાહ આપી અને મેં મારી પરીસ્થીતિ સમજાવનારૂં નીવેદન બહાર પાડયું. બહીષ્કારની ચળવળ વેગથી ધપી અને યશસ્વી નીવડી. તમને પહેલી વખત ભાન થયું કે, હું આપને કહી રહ્યો હતો તેમાં કાંઇ અર્થ છે. આથી આપે ઇંગ્લંડ જઇ બ્રિટિશ સરકારને આપ સમજ્યા તે રીતે હીંદની પરીસ્થીતિ વાકેફ કરવાનો, અને બહીષ્કારવાદીઓને સંતોષવા કંઇ જાહેરાત બહાર પાડવાનો વીચાર કર્યો.

## ફેરફાર વીનાના મારા વીચારો

મારા રાજ્યદ્વારી વીચારો અને મારી જાહેર ચળવળો મેં આ ઓદ્ધો સ્વીકાર્યો તે પહેલાં સૌને જાણીતા છે. તાબા હેઠળની પ્રજાઓ તરફના વ્યવહારમાં બ્રીટન તે દલીલોથી સમજાયાનું પરીણામ ઉપજે છે એ કારણમાં હું કદી માનતો નથી. બ્રીટન કદી માનભરી રીતે અથવા તો ઉદાર મનો-

વૃત્તી રાખી ન્યાયી કારણ માટે પણ તાબે થતું નથી અને જ્યારે તે તાબે થાય છે ત્યારે ફક્ત સંજોગોને આધીન થઇનેજ, બીજો કોઇ માર્ગ નહી રહેવાથી તેમ કરે છે. બ્રીટીશ સરકાર પર દરેક ચળવળ જે સખ્ત દબાણ લાવી શકે છે, દરેક ચળવળ કે જે બ્રીટીશ સત્તાવાળાઓને હેરાનગતીમાં મુકી દે છે અને આ દેશમાં બ્રીટીશ રાજકર્તાઓ માટે મોટી મુશ્કેલી ઉભી કરે છે તેને મારો સંપુર્ણ ટેકો છે. અને આજે ચાર વર્ષ પછી પણ આ હોદ્દો ધરાવી આપની સરકાર સાથે ઘાડા સંબંધમાં આવ્યા છતાં હું જાહેર કરવાને શક્તિમાન છું કે મારા એ વીચારોમાં આજે પણ સ્હેજે ફેરફાર થયો નથી. એથી ઉલટું મેં જ્યારથી પ્રમુખનો હોદ્દો લીધો ત્યારથી એ મારા વીચારો વધારે મજબુત બન્યા હતા. તેની તમારે અને બ્રીટીશ સરકારે આ બધાનો અર્થ શું છે તે વીષે વીચાર કરવાની જરૂર છે,

### મારી આશાઓ

એ વીષે જરાયે શંકા નથી કે જ્યારે તમે સાઇમન કમીશનના બહીષ્કાર પછી ઉપસ્થિત થયેલા વાતાવરણમાંથી વચલો માર્ગ શોધવા વીલાયત વીદાય થયા હતા ત્યારે મારી મનોવૃતીમાં સ્હેજ ફેરફાર થવા માંડયો હતો. મને તે વખતે લાગ્યું હતું કે તમે હિંદની માંગણીઓનો સ્વીકાર કરાવવા તેમજ બે દેશો વચ્ચે સારો સંબંધ વધુ ભોગો આપ્યા વીના બંધાય એવી રીતે મદદ કરી શકશો. મને લાગ્યું કે, તમે સારી ભાવનાઓજ ધરાવો છો પણ મને તમારી મુશ્કેલીઓ અને તમારાપરનાં અંકોશોનો બરોબર ખ્યાલ રહ્યો ન્હોતો. ગમે તેમ હોય પણ તમારા પ્રયાસો નીષ્ફળ

ન જાય એ વીષે મારી ચીંતા હતી. તેથી એક જરૂરની સાવચેતી તમે રાખો એવી મારી ઇચ્છા હતી. ગયા વર્ષના ૨૫ મી મેના દીને જ્યારે તમો ઇંગ્લંડ જવા માટે સીમલા છોડી જતા હતા ત્યારે આપણે તમારી મુસાફરીના કારણ વીષે લંબાણ ચર્ચા કરી હતી અને મેં તમને કહ્યું હતું કે તમે આ પ્રસંગે ગાંધીજી તેમજ પંડીત મોતીલાલ નહેરૂ પાસે કોંગ્રેસ કેવા જાહેરનામાંથી સંતોષ પામશે તે જાણી નહી લેવામાં એક મોટી ભુલ કરો છો.

તમે મને તે વખતે કહ્યું હતું કે "હું તેમના વિચારો જાણું છું અને ખાસ કરીને પંડીત મોતીલાલ નહેરૂના વીચારો એક મીત્ર મારફતે મને ખબર છે અને હવે તો આ કાર્ય માટે બીજા કોઇના વિચાર જાણવાનું બહુજ મોડું થઇ પડશે." આ વખતે મને લાગ્યું કે પ્રતિષ્ઠાનો બાહુ તેમજ કોંગ્રેસ દેશપર મોટો કાબુ ધરાવે છે અને ગાંધીજી ખરેખરી રીતે મારા કહેવા પ્રમાણે લોકોપર બહુજ સત્તા ધરાવે છે એ બીનાનો સ્વીકાર કરવાની તમારી આનાકાનીએ મારી સલાહનો સ્વીકાર કરતાં તમને અટકાવ્યા હતા.

## કોંગ્રેસના નેતાઓને વિશ્વાસમાં લો

જ્યારે તમે ઇંગ્લંડમાં હતા ત્યારે મેં તમને બે પત્રો લખ્યા હતા. તેમ તમે પણ મારાપર બે વાર જવાબ વાળ્યા હતા. પહેલા પત્રમાં મેં ૨૫ મી મેને દીવસે તમને જે બીના કહી હતી તે વિષે ભાર મૂક્યો હતો અને જણાવ્યું હતું કે જો કોંગ્રેસના નેતાઓને કોઇપણ રીતે વિશ્વાસમાં લઇ બ્રિટીશ સરકાર લંડનમાં મળનારી રાઉન્ડ ટેબલ કોન્ફરંસમાં તેઓ ભાગ લેવું વાતાવરણ ઉત્પન્ન કરે

તો અડધી લડાઇ તો જીતી ગઇ કહેવાય. અને મેં ઉમેર્યું હતું કે મને એવો એક ભય છે કે કોંગ્રેસના નેતાઓના એ વિષેના ચોકકસ વિચારોથી તમે સંપુર્ણ રીતે માહીતગાર નથી તેથી તેઓ તમે જે સુત્ર જાહેર કરશો તેને કબુલ રાખશે નહી.

## પ્રતિષ્ઠાનો બાહુ તજો

બીજા પત્રમાં મેં એવી દીલગીરી બતાવી જણાવ્યું હતું કે તમે હિંદ છોડી ગયા તે પહેલા વડી ધારાસભાની તેમજ દેશની મોટી તેમજ ખરી અગત્યની કોંગ્રેસ પાર્ટીના આગેવાનો સાથે ખુલ્લા દીલની વાતો કરી શકો એ અશકય હતું તેથી મેં એ પત્રમાં એવી ચોકકસ સુચના કરી હતી કે બ્રિટીશ સરકારે આ પક્ષના એક કે બે નેતા કાંતો મહાત્મા ગાંધી કે પંડીત મોતીલાલ નહેરુ અથવા તો બંનેને વિશ્વાસમાં લેવા જોઇએ અને પોતે કરવા ધારેલી જાહેરાતની શરતો માટે તેમની આગળથી મંજુરી મેળવવી જોઇએ તે ઉપરાંત મેં વધુ એવી આશા વ્યક્ત કરી હતી કે બ્રિટીશ સરકાર ખરે વખતે ખરી વસ્તુ કરતી વખતે પ્રતિષ્ઠાનો બાહુ વચ્ચે આવવા દેશે નહી.

## જાહેરનામું અને કોંગ્રેસ

તમારા પત્રોમાં તમે મને ખાત્રી આપી હતી કે “ હું આપણી મુશ્કેલીઓમાંથી સુલેહભર્યો માર્ગ શોધી કાઢવા માટે મારાથી બનતું કરીશ અને જુદા જુદા વિચારના રાજદ્વારી નેતાઓ માટે એકત્ર બનવાનું સ્હેલું થઇ પડે તે માટે મારાથી બનતું દરેક કરવાનું હું ચુકીશ નહી.” ઓકટોબરની આખરે આપ આ દેશમાં પાછા ફર્યા અને નામદાર શહેનશાહની સરકારને નામે જાહેરનામું બહાર

પાડયું. તમે એ જાહેરનામાની એક નકલ મને અગાઉથી મોકલવાની મહેરબાની કરી હતી. અને જ્યારે હું તમને જાહેરાત થયા પહેલાં બે દીવસ અગાઉ દીલ્હિમાં મળ્યો ત્યારે મેં તમને એકદમ જણાવી દીધું હતું કે આ જાહેર-નામાંથી કોંગ્રેસની સ્થીતિ બહુજ ગુંચવણભરી અને સુડી વચ્ચે સોપારી જેવી થઇ પડશે. જો તેઓ આ જાહેરનામાનો સ્વીકાર કરે તો કલકત્તા કોંગ્રેસના ઠરાવથી તેઓ વિરૂદ્ધ જાય છે તેમજ વારે ઘડીએ તેમણે કરેલી જાહેરાતોને બંધએસ્તું થતું નથી. જો તેઓ આ જાહેરનામાનો સ્વીકાર ન કરે તો તેઓ લીબરલો અને બીજાઓ જેઓ બીનશરતે મને શંકા નથી કે આનો સ્વિકાર કરી લે એમ છે તેઓનો ટેકો તેમજ તેઓની સહાનુભુતિ એકદમ ગુમાવી બેસશે.

## રાઉન્ડટેબલ પરિષદ

**મા**રે પોતાને માટે બોલતાં મારે કહેવું પડશે કે હું રાઉન્ડ ટેબલ પરિષદનો જો તેમાં ભાગ લેનારા સભ્યોની બેઠકો માટે સંતોષકારક ધોરણ રાખવામાં આવે અને સઘળા રાજ્યદ્વારી કેદીઓનો છુટકારો કરવામાં આવે તો સ્વીકાર કરવાની ઇચ્છા ધરાવતો હતો. હું તેનો સ્વીકાર કરવા એ કારણે રાજી ન્હોતો થયો કે હું અને મારા કોંગ્રેસ પાર્ટીના જે માગી રહ્યા છીએ તે ત્યાં જવાથી એકદમ મળી જશે. પરંતુ મને લાગ્યું હતું કે પરિષદ જો નિષ્ફળ જાય અને તેને પરીણામે દેશમાં નિરાશાનું વાતાવરણ છવાઇ જાય તો કોંગ્રેસને એક મોટા અને ન્યાયી કારણસર અને ઘણાજ અનુકુળ સંજોગો વચ્ચે જંગી ચળવળ ઉપાડી લેવાનું બની શકશે. તે ઉપરાંત મને તેમાં ભાગ લેવાની વૃત્તિ આપની

અંતઃકરણ પુર્વકની સારી લાગણીની મારાપર પડેલી છાપને લીધે થઇ હતી. ગમે તેવી હોય પણ એક વસ્તુ માટે મેં તો ચોકકસ નિર્ણય બાંધ્યો હતો કે કોંગ્રેસના આગેવાનો વીનાની એ પરિષદ વિષે વિચારજ કરી શકાય નહી તેમ તેમના વીના જો એ પરિષદ કદાચ ભરાય તો તેમાંથી જરાયે પરીણામ ઉપજાવવાનો સંભવ નથી.

### ગાંધીજીને મળો

તેથીમેં તમને સુચના કરી હતી કે ગાંધીજીને મળો અને તેમની જોડે આ જાહેરનામા વિષે મસલત ચલાવો. ૨ જી ડીસેમ્બર ૧૯૨૯ ના મારા પત્રમાં મેં આપને નીચે પ્રમાણે લખ્યું હતું:—

"મેં તમને અગાઉ વારંવાર જે બીના જણાવી હતી તે વિષે હું ફરી સ્પષ્ટ રીતે જાહેર કરૂં છું કે જો કોંગ્રેસ પાર્ટી આ જાહેરનામાનો સ્વીકાર કરે નહી તો બીજી રાજદ્વારી પાર્ટીઓનાં તે જાહેરનામાના સ્વીકારથી જરાયે અર્થ સરે તેમ નથી. જો કોંગ્રેસ લાહોરમાં સંપુર્ણ સ્વતંત્રતાનો ઠરાવ કરે અને રાઉન્ડટેબલ પરિષદમાં ભાગ લેવાની ના પાડે તો મારા અભીપ્રાય મુજબ ઇંગ્લંડ અને હિંદ માટે એક બહુજ ખરાબ દિવસ આવી પહોંચશે. તેથીજ કોંગ્રેસ તેવા નિર્ણયપર આવતા અટકાવવાનો દરેક બનતો પ્રયાસ કરવો રહ્યો. મેં તમને તે સાથે એ બીના પણ સ્પષ્ટ રીતે જણાવી દીધી હતી કે જો કોઇપણ માણસ હજીયે ગંભીર પરિસ્થીતિ ઉત્પન્ન થતી અટકાવી શકે એવા હોય તો તે મહાત્મા ગાંધીજ છે. અને મારે તમને ભાર મુકીને ફરીથી જણાવવું જોઇએ કે એ માણસને સંતોષ આપવા તથા તેના

મજબુત બનાવવા તમારી પાસે જે જે સત્તા હોય તે બધીનો ઉપયોગ કરી તમારાથી બનતું દરેક કરો. મેં તમારી સાથેની મુંબઇની મુલાકાતમાં તમને કહ્યું હતું કે લાહોરમાં મહાસભાની એક બેઠક મળે તે પહેલા તમારે એવી જાહેરાત કરવી જોઇએ કે કાંઇ પણ એવું પગલું ભરવું જોઇએ કે જેથી મહાત્માજી અને તેમના સાથીદારો કોંગ્રેસને અંતીમ પગલું ભરતાં અટકવાની સલાહ આપી શકે."

### તમે ખાત્રી આપી શક્યા નહી

**આ** પ્રમાણે તા૦ ૨૩ મી ડીસેમ્બરે દીલ્હિના વાઇસરીગલ હાઉસમાં એક સભા મેળવવામાં આવી હતી. જ્યાં મી૦ ગાંધી અને પંડીત મોતીલાલ નહેરૂએ કોંગ્રેસ તરફથી એવી સ્પષ્ટ ખાતરી માગી હતી કે કોંગ્રેસ ગોળમેજી પરીષદમાં ભાગ લે તે પહેલાં તમારે તેમને ખાત્રી આપવી કે બ્રીટીશ સરકાર હિંદને તુરતા તુરત સંસ્થાનો જેવું સ્વરાજ્ય આપવાની કોઇ પણ યોજનાને ટેકો આપશે. તમે એવી જાતની ખાત્રી નહીં આપી શકયાથી મજકુર મસલત પડી ભાંગી હતી.

### મને શું લાગ્યું?

**તે** વખતે મને એમ લાગ્યું હતું કે એક વાયસરોય પોતાનાં ખરા જીગરથી મામલાનો તોડ કહાડવા પ્રયાસ કરતા હતા તેમની આગળથી એવી જાતની કબુલાત માગવામાં ગાંધીજીની વલણ ડહાપણ ભરી નહોતી અને એ પ્રમાણે મેં તેમને કહ્યું સુદ્ધાં હતું.

### ગાંધીજી સાચા હતા

**પા**છળથી હીંદ અને ઇંગ્લંડમાં બનેલા બનાવો અર્લરસલનું ભાષણ, ગયા જાન્યુઆરીની તા૦ ૨૫ મીએ વડી ધારાસભા

સમક્ષ તમે આપેલું ભાષણ, જે હિંસાનો બોધ જરા પણ કરવામાં ન આવ્યો હોય, જેમાં પોતાના સ્વતંત્ર વીચારો માત્ર જાહેર કરવામાં આવ્યા હોય તેને માટે સંખ્યાબંધ આગેવાનોની ધરપકડ, અને સૌથી છેલ્લું તો જે રીતે તમારી સરકારે હિંદપર શાહી પસંદગીની જગાતનો બોજો નાખ્યો અને આ દેશને આર્થીક સ્વતંત્રતા છે એમ જવાબદાર બ્રિટીશ મુત્સદીઓએ કહેવા છતાં, અને વડી ધારાસભાના પ્રમુખે એ સંબંધમાં સલાહ આપ્યા છતાં તેને માત્ર કાગળનાં ચીંથરાં સમાન ગણવાની વલણ તેમ વડી ધારાસભાને આપવામાં આવેલી ધમકી જે આર્થીક સ્વતંત્ર્યના સીદ્ધાંતના મુળમાં ઘા કરે છે અને ગવર્નમેંટ ઓફ ઇન્ડીઆ એક્ટ અનુસાર મેમ્બરોને મત આપવાનો જે અધીકાર મળ્યો છે તેના પણ મુળમાં ઘા મારે છે. આ બધા બનાવોથી મારો ભરમ ભાંગ્યો છે અને મારા મત પ્રમાણે ગાંધીજી ખરા હતા એ સાબીત થઈ ચુક્યું છે.

### કોંગ્રેસનો ઠરાવ

કોંગ્રેસ મળી અને તેણે પોતાનો આદર્શ સંપુર્ણ છુટાપણું જલ્દી મેળવવાનો રાખ્યો અને તે મેળવવા માટે પોતાનાં શસ્ત્રો તરીકે અસહકાર અને સવીનય અનાદરને પસંદ કર્યાં. ગાંધીજીએ તમને એ વીષે અલ્ટીમેટમ આપ્યો, અને હાલ તેમણે સવીનય અનાદરની ચળવળ પુર જોરશોરથી ઝુકાવી છે. દેશભરમાં તેમને તુરત ઉત્સાહભર્યો જવાબ મળ્યો છે. પહેલી પંક્તિના મારા સેંકડો દેશબંધુઓએ જેલનીવાસ માગી લીધો છે. હજારો તેમને પગલે જવા તૈયાર છે. અને દેશને ખાતર જરૂર પડે તો પોતાની જાન સુદ્ધાં સુપરદ કરવા તેઓ તૈયાર છે.

## ૧૯૨૧ માં

ઓગણીસસોએકવીસમાં આવીજ જાતની ચળવળને બ્રિટીશ સરકારે દરેક જાતના વ્યાજબી અને ગેરવાજબી પગલાં લઇ દાબી દીધી હતી તે વખતે હજારો કોંગ્રેસ કાર્યવાહકોને જેલમાં મોકલવામાં આવ્યા હતાં, પણ એ ચળવળે દેશની જનતામાં અજબ જાતની જાગૃતિ આણી હતી. એ જાગૃતિ અને આઝાદી માટેની એ ખાયેશ આ ચળવળમાં ઘણી કીંમતી પુરવાર થઇ છે. અને જો કે આ વખતે પણ તેને તમે દાબી દઇ શકો એમ છો છતાં તે ફરી બમણા જોરથી, તાગ ન મપાય તેવી ઉંડાણવાળી લાગણીઓથી અને ભયાનક દીશાઓમાં ફાટી નીકળવાનો દરેક સંભવ છે.

## તમને સલાહ આપનારા

મને લાગે છે કે આ સંબંધમાં આપનાં દરેક પગલાં વીષે જેવાં કે સાઇમન કમીશનની નેમણુંક, તમારૂં નિવેદન બહાર પાડતાં પહેલાં કોંગ્રેસ નેતાઓને વિશ્વાસમાં લેવાની તમારી આનાકાની, વગેરે સંબંધમાં તમને ખોટી સલાહ આપવામાં આવી હતી. કોંગ્રેસ અને ગાંધીજીના દેશ પરના કાબુ સંબંધમાં તમને યોગ્ય માહેતી આપવામાં આવી ન્હોતી, હું તમને એમની કેટલી લાગવગ છે તે હમેશાં કહ્યા કરતો હતો હું જાણું છું કે આમાં આપની કસુર ન્હોતી, તમારી જગ્યાએ બીજો કોઇ પણ માણુસ હોય જેની નિષ્ઠા ગમે તેવું સારૂં કરવાની હોય છતાં તેની આજુબાજુ એવાં માણસો હોય કે જેમાંના કેટલાક ગાંધીજી અને કોંગ્રેસ તરફ મીત્રભાવ ન ધરાવતા હોય, તેમ બીજાઓ નીરાશાજનક રીતે હિંદી રાજદ્વારી મામલા અને જીવનથી

અપરિચિત હોય છે. આવા માણસો આપને યોગ્ય સલાહ નજ આપી શકે, અને એવા સંજોગોમાં કોઇપણ આપ જે રીતે વર્ત્યા તેમજ વર્તે.

## આપની આંખ ઉઘડી જશે

છેલ્લા થોડા દીવસોના બનાવોથી મારી ખાત્રી છે કે તમારી આંખો ઉઘડી હશે, અને આ પ્રસંગે આપને મારી છેવટની એ સલાહ એ છે કે આપણા બંને દેશોના વીશાળ કલ્યાણ માટે મોભાની દરેક વાત બાજુએ મૂકી તમે કંઇ રસ્તો કહાડવા અને સમાધાનીનો માર્ગ ગાંધીજીને આમંત્રણ કરે. મને અલબત એમ કહેવામાં આવશે કે છેવટની સત્તા પાર્લામેંટ પાસે છે, અને તેથી બીજી કોઇ સત્તાને કોઇપણ જાતનું વચન આપી પાર્લામેંટને બાંધી લેવાનો અધિકાર નથી. આ જાતની દલીલ મારે ગળે કદી ઉતરી નથી. એ વાત ખરી છે કે ટેકનીકલ રીતે છેવટની સત્તા પાર્લામેંટના હાથમાં છે. પણ બ્રિટિશ સરકારને એમ કહેતાં કોઈ અટકાવી શકે નહીં કે તેઓ બ્રિટિશ પાર્લામેંટને ચોક્કસ ભલામણો કરવા તૈયાર છે. આવી જાતનું વચનજ ગાંધી માગે છે. આવી જાતનાં વચન ઉપરજ કોન્ફરન્સ મળીને જે કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થયા છે તે પર ચર્ચા ચલાવી શકે. આ દેશમાં કેટલું બ્રિટિશ સૈન્ય રાખવું અને તે એક જવાબદાર હિંદી પ્રધાનની સત્તા હેઠળ હોવું જોઇએ, પરદેશો સાથના હિંદના સંબંધનો સવાલ હિંદી સ્ટેટોનો સવાલ આ ત્રણ પ્રશ્નો વીષે કોન્ફરન્સમાં નિર્ણય કરવામાં આવે, બંને દેશોના પ્રતિનિધીઓ જાણે વાટાઘાટ કરવા મળ્યા હોય તેવી જાતનું સ્વરૂપ તેને આપવું જોઇએ.

## બ્રિટિશ કોમનવેલ્થ

એ વાત ખરી છે કે કોંગ્રેસ સંપુર્ણ સ્વતંત્રતાનો આદર્શ જાહેર કર્યો છે, તેમ છતાં મને આશા છે કે બ્રિટિશ પ્રજાઓનાં મંડળમાં તેના એક વિભાગ તરીકે હિંદને સંસ્થાનો જેવું સ્વરાજ્ય આપવાની માંગણી કરવામાં આવે, તો કોંગ્રેસ તેનો સ્વિકાર કરવા તૈયાર થાય, અને અત્યારના સંજોગોમાં તદ્દન અલગ રહીને છુટાપણું મેળવવા કરતાં આ જાતનું જવાબદારીવાળું તંત્ર મેળવવા તે વધુ આતુર રહે. ૧૯૩૦ ના જાન્યુઆરીની ૨૧ તારીખે જેમ વડીધારાસભામાં મેં જાહેર કર્યું હતું તેમ ગ્રેટબ્રિટન અને હિંદ વચ્ચેનો સંબંધ હિંદનો સંસ્થાનિક સ્વરાજ્ય મેળવવાના હકનો જલદી સ્વિકાર થાય તે પર અવલંબી રહેલો છે. બંને દેશના પ્રતિનિધીઓએ મળી આ બાબતની ચર્ચા કરવી જોઇએ. આ વાતમાં જો ઢીલ કરવામાં આવશે તો સમાધાની માટેનું અનુકુળ વાતાવરણ પછી નહિ રહે. છેલ્લા ચાર વર્ષથી જ્યારથી હું એસેમ્બલિના પ્રમુખપદની ખુરસીપર રહ્યો ત્યારથી આ મુદ્દો આપના ધ્યાન પર મેં હંમેશાં આણ્યો છે. અલબત આ જાતનો ફડચો આ સવાલનો છેલ્લી કોંગ્રેસ મળી તે પહેલાં થવો જોઇતો હતો, આ આપણા દેશની અંદરની વાત છે અને તેનો તોડ આપણે જાતેજ કહાડવાની જરૂર છે.

## મામલો વિફરશે

પણ અતરે ચેતવણીનો એક શબ્દ હું કહું છું. જો આ ચળવળને દાબી દેવામાં આવશે તો પછી પાછળથી જે હિંદીઓ સંસ્થાન જેવા સ્વરાજ્યની વાત કરશે તેને વખોડી કહાડવામાં આવશે, અને બ્રિટિશ પ્રજા મંડળનાં એક અંગત તરીકે હિંદને રાખવાની યોજનાની શક્યતા હંમેશને માટે જતી રહેશે.

## હજી તક છે

તમે જે મુશ્કેલ સંજોગોમાં મુકાયા છો તે હું જાણું છું. તમે પોતે એમ ઇચ્છો છો કે હિંદનો મામલો સરળ થાય, અને તેથી હું આશા રાખું છું કે ગમે તે ભોગે છુટાપણું મેળવવાની લોકોના નિશ્ચયને ધ્યાનમાં લઇ બ્રિટીશ સરકાર પર તમારી લાગવગ ચલાવી સમાધાની માટે પ્રયાસ કરો અને જો તમને લાગે કે તમારી સલાહ માન્ય કરવામાં નથી આવતી તો બત્રીસ કરોડ માનવ પ્રાણીઓના વાજબી અને કાયદેસરના હકો દબાવી દેવામાં હથીયાર થવા કરતાં તમારે તમારા ઓહ્દાનું રાજીનામું આપવું.

## હિંદની સેવા બજાવી છે

અત્યાર સુધી તમે હીંદની સેવા બજાવી છે. અને તમને ખરી સલાહ મળી હતે તો આથી પણ વધારે સેવા તમે કરી શકતે. તમને લાગે કે મામલો તમારા હાથમાં નથી અને જાપ્તો કે રાજીનામું એ પ્રશ્નો વચ્ચે તમે મુંઝવણમાં પડો તો તે પ્રસંગે રાજીનામું આપવાથી તમે હિંદની સારી સેવા કરી શકશો પણ હું જાણું છું કે શહેનશાહતના મંડળોમાં આપનો દરજ્જો મહાન છે. તમને કોઇને ન મળે એવી અસાધારણ તકો છે. તમે ખરા જીગરથી હિંદના સવાલનો ફડચો કરવા માગો છો, ઇંગ્લંડની સઘળી મોટી રાજદ્વારીઓ પાર્ટી સાથની તમારી લાગવગ જબરી છે, અને બ્રિટીશ સરકાર અને હિંદી પ્રધાન આપના પર સંપુર્ણ વિશ્વાસ રાખે છે. અને તેથી તમે જો હિંમત કરી પ્રસંગને બરની કક્ષાએ જઇ કામ લ્યો તો હિંદ અને ઇગ્લંડની સેવા ભુતકાળમાં કોઇએ પણ ન કરી હોય તેવી કરી જશો. તમે નીષ્ફળ જાઓ તો પછી હિંદે ઇંગ્લાંડને છેલ્લી સલામ કરવી પડશે.